# નિવેદન

ઈ. સ. ૧૯૫૪ના પ્રારંભમા, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયને, સદ્‌ગત પ્રો. બલવંતરાય ઠાકોરના પુસ્તકસંગ્રહની ભેટ મળી હતી. પુસ્તકસંગ્રહ ઉપરાંત પ્રો. ઠાકોરની પ્રસિદ્ધ ને અપ્રસિદ્ધ સાહિત્યકૃતિઓ પણ વિશ્વવિદ્યાલયને સોંપવામા આવી હતી. પ્રસિદ્ધ કૃતિઓ ફરીથી છાપવાની જરૂર પડે ત્યારે, અને અપ્રસિદ્ધ કૃતિઓમાથી છપાવવા જેવી વીણીને, વિશ્વવિદ્યાલય છપાવે એ દાતાઓની એક ઇચ્છા હતી તે પ્રમાણે ૧૯૫૪થી ૧૯૬૪ સુધીમા વિશ્વવિદ્યાલય તરફથી, પ્રો. બ. ક. ઠાકોર ગ્રન્થમાળામા નીચે દર્શાવેલા પુસ્તકો પ્રસિદ્ધ થયેલા છે:

૧. આપણી કવિતાસમૃદ્ધિ (બીજી આવૃત્તિનું ચોથું પુનર્મુદ્રણ ; ૧૯૫૪)
૨. વિવિધ વ્યાખ્યાનો : ગુચ્છ ત્રીજો (૧૯૫૬)
૩. આપણી કવિતાસમૃદ્ધિ (બીજી આવૃત્તિનું પાંચમું પુનર્મુદ્રણ; ૧૯૫૬)
૪ નિરુત્તમા (૧૯૫૭)
૫ વિક્રમોર્વશી (૧૯૫૮)
૬. વિક્રમચરિત્ર રાસ (૧૯૫૮)
૭ પ્રવેશકો : ગુચ્છ પહેલો (૧૯૬૦)
૮ પ્રવેશકો . ગુચ્છ બીજો (૧૯૬૧)
૯. મ્હારાં સૉનેટ (૧૯૬૨)

'મ્હારાં સૉનેટ'ની શ્રી ઉમાશંકર જોશી-સંપાદિત બીજી આવૃત્તિ સને ૧૯૫૩મા પ્રગટ થઈ હતી કેટલાક સમય પહેલા એની નકલો ખલાસ થઈ જતા, સાહિત્યરસિકો, અધ્યાપકો, વિદ્યાર્થીઓ અને

પુસ્તક-વિક્રેતાઓ તરફથી તેના પુનર્મુદ્રણ માટે વારંવાર માગણી આવવાથી, બીજી આવૃત્તિનું સુધારાવધારા સાથેનું પુનર્મુદ્રણ ૧૯૬૨મા પ્રસિદ્ધ કર્યું હતું. અનેકવિધ કામનો બોજો હોવા છતાં ય, શ્રી. ઉમાશંકરભાઈએ સમય કાઢી, પ્રથમ પુનર્મુદ્રણ માટે પુસ્તકનું પુનઃસંપાદન કરી આપ્યું હતું તે માટે અમે તેમના અત્યન્ત ઋણી છીએ. બીજી આવૃત્તિના એ પુનર્મુદ્રણની નકલો ખલાસ થઈ જવાથી, તેનુ આ દ્વિતીય પુનર્મુદ્રણ પ્રસિદ્ધ કર્યું છે. ગુજરાતી વિભાગના અધ્યાપક શ્રી. હર્ષદ મ. ત્રિવેદીએ પુસ્તકનું પ્રૂફવાચન કર્યું છે અને પ્રાચ્યવિદ્યા મન્દિરના સંશોધન અધિકારી ડૉ. સોમાભાઈ પારેખે બીજી કેટલીક જરૂરી સહાય કરી છે, તે બદલ અમે તેઓના આભારી છીએ.

આશા છે કે પ્રો. ઠાકોરના આ કાવ્યસંગ્રહનું પુનર્મુદ્રણ, ગુજરાતની સાહિત્યપ્રિય જનતામાં આવકાર પામશે.

વડોદરા
તા. ૨૦-૧-’૬૪

**ભોગીલાલ જ. સાંડેસરા**
અધ્યક્ષ, ગુજરાતી વિભાગ,
મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા

# બે બોલ

' મ્હારાં સૉનેટ ' નામે ચોપડી સોળ વર્ષ ઉપર બ્હાર પડેલ, જેમાં તે તારીખ લગી સર્જાયેલ, ( એટલે ભણકાર પ્હેલી ધારા, ઈ. '૧૮, અને બીજી, '૨૮માંનાં ઉપરાંત પછીનાં ) બધાં સંગ્રહેલાં. સાથે દરેક પર લગભગ એક પાના જેટલું વિવરણ જોડેલું. એ ચોપડી છએક વર્ષમાં ખપી ગઈ. નવી આવૃત્તિ, દરમ્યાન વધેલાં સૉનેટો સાથે, છાપવા ઇચ્છા તો પ્રબળ હતી; માગણીઓ ય આવ્યા કરતી; વળી બંગાળી કવિતામાં કરવામાં આવેલ આ વિદેશી ગુલમની કલમ ગુજરાતને રુચી નહીં. મ્હારી સાથે કે જરા પાછળથી શ્રી ખબરદાર કે શ્રી. ન્હાનાલાલ જેવા આપણા કવિઓએ પોતાની રીતે કરેલી કલમે ન રુચી, ત્યારે મેં ઉપજાવેલ કલમ તો,–કોઈ કોઈ સુપ્રતિષ્ઠિત કવિને સૉનેટજાતિ ભણી જ સૂગ, તે અંગેય હોવાથી, એ હકીકતને બાજુ પર રાખતાં,–ગુજરાત તેમ દક્ખણ બંને પ્રદેશના ઉછરતા કવિઓ અને કવિતાપ્રેમીઓને રુચી ગઈ છે, એમ આ પ્રથમ આવૃત્તિએ પણ પૂરતું બતાવી દીધેલું. પરંતુ ફરી પ્રકાશનનો જોગ મોડો મોડો છેક અત્યારે સાંપડે છે તેને ઝડપી લઉં છું, અને તેમા ઘણી વધારે કૃતિઓ–ભણકાર ( '૫૧ )માંની ૧૨૩, વળી ૧૯૫૨ કે '૫૩માં જ છૂટા સંગ્રહરૂપે બ્હાર પડવા સંભવ છે તે મ્હારાં " બે વિશ્વવિગ્રહો " પરનાં કાવ્યોમાંથી ૧૨—એમ કુલ ૧૩૫ સૉનેટ આમાં આપું છું. વિવરણની જરૂર નથી; કેમ કે ૧૨૪માંથી ઘણાંનાં ટૂંકાં વિવરણ ભ ( '૫૧ ) વિવરણ એ ચોપડીમાં છે જ; વળી સૉનેટબંધ એટલો ટૂંકો છે કે સાહિત્યભોગી વાચક એ દરેકને બેત્રણ વાર તો વાંચી વિચારી શકે અને એટલા ધ્યાન પછી પણ દુર્બોધ રહે એવું સૉનેટ પણ વિરલ.

આ વિદેશી કડી આપણા ઉછરતા કવિઓ અને અભ્યાસીઓને રુચી ગઈ છે; વળી આપણી વધતી જતી છાપાંપ્રવૃત્તિ અને ફેલાવે વધતાં જતાં માસિકો, ત્રિમાસિકો, દિવાળી અંકોનો જેમ નવલિકાને તેમ સૉનેટને ટેકો મળતો થયો છે; એટલે સંખ્યાબંધ સૉનેટ લખાયે જાય છે; વધારે વધારે લખાતાં જ રહેશે. તોપણ એ સહેલો જેવો લાગતો ઘાટ એટલી તો ભિન્ન ભિન્ન ગુણવત્તાઓના સારા સમન્વયની અપેક્ષા ઉપજાવે છે, કે ઉત્તમ અમર સૉનેટ તો મહાકવિ જ ઉપજાવી શકે. સૉનેટોની સંખ્યા યુરોપીય દેશોમાં તેમ જ આપણે ત્યાં, વધતી જરો ખરી, પણ વાચકને જીતી લે એવાં સર્જનો ઝાઝાં થતા નથી, કોઈ કાળે કોઈ પણ દેશે ઝાઝાં થઈ પડવાં શકય જ નથી. આખા કાવ્યોપવનમાં સૉનેટ-જાતિના ગુચ્છનું સ્થાન અત્યંત ઊંચું છે, એ તેની આ વિરલ વિશિષ્ટતાને આભારી છે.

આશા છે કે આપણા કાવ્યભોગીઓ આ ચોપડી દોઢ દાયકા પછી અને ઘણા વધારા સાથે વળી મ્હારે જ હાથે પ્રકટ થવા પામે છે એથી ત્રેવડા રાજી થશે, શુભં ભૂયાત્.

[ ૧૯૫૧માં લખાયેલ ] બળવંતરાય ક. ઠાકોર

# ' સેહની '

મ્હારી કવિતા માસિકાદિમા પ્રકટ કરતા હુ ઈ ૧૯૦૦ લગી, તળે સહીને ઠેકાણે તખલ્લુસ લેખે ' સેહની ' શબ્દ વાપરતો ઉત્તર હિંદનો બ્રહ્મક્ષત્રિય ઇંદ્રજી આશરે પચાશની ઉંમરે પોતાના કુટુંબની ત્રણે પેઢીને સાથે લઈ ઈ. ૧૭૩૮ પ્હેલા—નિઝામુલ્મુલ્કે પોતાની સેના એટલે મુઘલ શહેનશાહની સેનાના મોટા ભાગને લઈ દેહલી આગ્રા ત્યજી દઈ દક્ષિણમા ક્યાક નવી ગાદી સ્થાપવાને નીકળી પડેલો તેના જંગી લશ્કરના સાથમા તે ચાલી નીકળેલો પોતે એ મુઘલ સેનામા કોઈ ઓદ્ધા પર હશે, ત્યા તેની કશી નોંધ જળવાઈ નથી, પણ એ હૈદરાબાદ જઈને ઠરે એવુ નિર્માણ નહી, વચ્ચેથી જ એને ભરૂચના દેસાઈજીએ નિમંત્ર્યો, અને પોતાના ઉપરીની પરવાનગી અને શુભેચ્છા સાથે, એ નિઝામનુ લશ્કર છોડીને ભરૂચ આવી વસ્યો, પોતાના આખા કુટુંબ સાથે અમારા ગુજરાતી બ્રહ્મક્ષત્રિય કુટુંબનો મૂળપુરુષ એ ઇંદ્રજી એના વંશમા થયેલ અનુપરામ મ્હારો પ્રપિતામહ દાદાજી ચતુર્ભુજદાસ આ અનુપરામ અને ( હાસોટના દેસાઈ જીવણરામ સાહેબરામજી—શ્રી દીનકરરાવ નરભેરામના દાદા—ની સૌથી ન્હાની બ્હેન ) હેતબા, ઢૂંઢબા કે ઢૂંઢબાના પુત્ર સાહેબરામજીની બીજી એક પુત્રી વેણીલાલને પરણેલી તેમના માણેકલાલ ( કરસનદાસ મૂળજી પછી ની બડી મેનેજર )ની પુત્રી ચંદ્રમણિને હુ પરણ્યો

<u>અનુપરામ</u> ભરૂચ ખાતે મહાદજી શિંદેનુ લશ્કરી થાણુ હતુ તેમા અફસર એ પોતાના કુળનામ લેખે ' સેહની ' લખતા, અને ચતુર્ભુજદાસ લક્ષ્મીપૂજન વખતે વર્ષોવર્ષ નવા ચોપડામા કુળનામ લેખે ' સેહની ' પણ લખતા ઈ ૧૮૨૦ પ્હેલા જન્મેલ ચતુર્ભુજદાસનો દેહ ૧૮૮૯મા

પડી ગયો. લગભગ ઈ. ૧૮૭૦થી ઈ. ૧૮૯૦ લગીના એ ચોપડા મેં જોયેલા.

પણ ગુજરાત-કાઠિયાવાડના ઘણાખરા બ્રહ્મક્ષત્રિયો ઠાકોર કે દેસાઈ-ના કુળનામે જ ઓળખાતા રહ્યા છે; છત્રપતિ, મુનશી, સેઠની, મજમુદાર, વતનદાર, દફતરદાર, કાનુગા, તલાટી, મુન્સફ, વકીલ, માસ્તર, દાકતર, આદિ વિશેષ કુલનામો ('સર્નેમ્સ') છેક જ ઓછાં ચલણી બન્યાં છે. મેં હવે પુસ્તકપ્રકાશનની લિમિટેડ કંપની "બિગરદી" સ્થાપી છે તેના નામમાં 'સેઠની' શબ્દને પાકું 'રજિસ્ટર્ડ' સ્થાન આપ્યું છે. 'સેઠની' શબ્દ (મગઢી–સોઢની, બંગાળી–સેન) સં. સેનાનિન્ ઉપરથી આવ્યો છે.



# સંપાદકીય

## બીજાને હાથે

"મ્હારાં સૉનેટ ઘણા વધારાસુધારા સાથેની નવી આવૃત્તિ"ના મુખપૃષ્ઠનો આલેખ, ૧૩૫ સૉનેટનો અનુક્રમ, વીસ સૉનેટની નવેસરથી કરેલી (પણ 'અનુક્રમ' પ્રમાણેના જ અંકવાળી નહિ, એટલે કે હજી છેવટની ગોઠવ્યા વગરની) હસ્તપ્રત અને 'નિવેદન મૂકવું ?' એવા મથાળાથી લખેલી કુળનામ 'સેહની' ઉપરની નોંધ,—આટલું સદ્ગત પ્રો. ઠાકોરના હાથનું લખાણ મળેલું તે ઉપરથી આ પુસ્તકનું મુદ્રણ હાથ ધરવામા આવ્યું હતું. મુદ્રણકાર્ય પૂરું થવામા હતું ને 'બે બોલ' (પેન્સિલથી 'Final' – છેવટની નકલ એવા શેરા સાથે), વધુ નવ સૉનેટની હસ્તપ્રત, આરંભમા મૂકવાના સૂત્રવાક્યો અને અંત માટેના અંગ્રેજી 'Maxims',—એટલી એમની હસ્તલિખિત સામગ્રી સાપડી. આ બધી જ સામગ્રીનો ઉપયોગ થયો છે. હસ્તપ્રતમાંનો પાઠ અહીં આપ્યો છે. 'બે બોલ'મા 'વિવરણની જરૂર નથી' એમ એ લખે છે, પણ પુસ્તક માટે ફુલસ્કૅપ–૧૬ કદની પસંદગી છાપખાનાને પોતે જ જણાવેલી તેમા સૉનેટની ૧૪ પંક્તિ ઉપરાંત નીચે વધે તે જગાનો ઉપયોગ થઈ શકે એવા અત્યંત મિતાક્ષરી વિવરણ, 'sm ty' (ઝીણા ટાઇપ) એવી સૂચના સાથે, આ આવૃત્તિ માટે તેમણે કરેલી સૉનેટોની નકલોમા મળે છે. કશા પણ વિવરણ વિના જ પ્રો. ઠાકોરની સૉનેટ જેવી રચનાઓ પ્રગટ થાય એ ઠીક ન લાગતા, 'ભણકાર ('૫૧) વિવરણ', ભણકાર–બીજી આવૃત્તિ, અને તે બંનેમા ન મળે તે 'મ્હારાં સૉનેટ – પહેલી આવૃત્તિ'માથી અને અન્યત્રથી (કર્તાની હસ્તલેખ સામગ્રીમાથી) સંકલિત કરીને અને જે જૂજ દાખલામા

કર્તાના હાથનાં વિવરણ મળ્યાં નહિ તેનાં મેં લખીને આ આવૃત્તિનું વિવરણ તૈયાર કર્યું હતું. એ છપાવામાં હતું ત્યાં 'બે બોલ'નું લખાણ હાથ લાગતાં, વિવરણ રદ કરવાનો વિચાર કરી જોયો, પણ ઉપર કહેલાં કારણે પછી રહેવા જ દીધું.

સદ્‌ગતે 'અનુક્રમ'માં ૧૩૫ સૉનેટનાં મથાળાં નોંધ્યાં હતાં, પણ 'મંગલાચરણ'નો એમાં સમાવેશ ન હતો. એમનું પ્રસિદ્ધ સૉનેટ 'નારાદર્શન' પણ એમાં ન હતું. આ બેને અનુક્રમે સૉનેટ ૧ અને ૧૦૮ તરીકે ઉમેરી, એથી થતો ફેરફાર બાદ કરતાં એમના જ ક્રમે, ૧૩૭ સૉનેટ આ આવૃત્તિમાં છાપ્યાં છે. સૉનેટ ૧૩૮, ૧૩૯, ૧૪૦ મારી પાસેથી, ૧૪૧ 'સંદેશ'ના દીપોત્સવી અંકમાંથી, ૧૪૨ કર્તાનાં કાગળિયાંમાંથી ૧૪૩ બરોડા કૉલેજ મૅગેઝીનમાંથી, ૧૪૪ 'મ્હારાં સૉનેટ'ની પહેલી આવૃત્તિમાંથી (૧૩૫ની યાદીના 'અનુક્રમ'માં લેવાનું રહી ગયેલું, ૧૪૫ કર્તાની નોંધપોથીમાંથી, ૧૪૬ 'કુમાર'ના ૩૦૦મા અંકમાંથી અને ૧૪૭ અનિયતકાલિક 'કવિતા'માંથી મળ્યાં છે. ૧૪૮-થી ૧૬૦ 'સુખદુઃખ'–એ અધૂરી 'સૉનેટમાલા'ની તેર કૃતિઓ કર્તાનાં કાગળિયાંમાંથી, ઉપર અંગ્રેજીમાં પેન્સિલથી Final (છેવટની) એવા વર્ણનવાળી, હસ્તપ્રત મળી તેમાંથી લીધી છે. આમ સૉનેટ ૧૬૦ આગળ પુસ્તક પૂરું થાય છે. પછી 'પરિશિષ્ટ' રૂપે ૭ સૉનેટ ૧૬૦થી ૧૬૬ આપી છે. તેમાંની પહેલી ચાર 'પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ અંકમાંથી મળી છે. 'ભણકાર–આવૃત્તિ બીજી' (૧૯૪૨)માં કર્તાએ દ્વિતીય વિશ્વયુદ્ધ અંગેનાં પોતાનાં કાવ્યો આપેલાં છે, પણ આ ચારનો ત્યાં સમાવેશ થયેલો નથી. ટિપ્પણ પૃ. ૭૫ ઉપર એ કહે છે: "અને અહીં જ નોંધી લઉં કે પ્રસ્થાન માસિકમાં આ વિષયનાં અહીં છાપેલા ઉપરાંત બીજાં મણકા છે, તે ઇરાદાપૂર્વક છોડી દીધા છે. એ ઉનગ્ના મણકા મ્હારી કવિતાઓમાં કોઈએ છાપવા નહીં." આ શબ્દો કેટલીક બીજી કૃતિઓની સાથે ઉપરનાં ચાર સૉનેટ–(૧૬૧થી ૧૬૪)ને પણ લાગુ

પડે જ છે એક વિચાર એમ આવ્યો કે શેષ કૃતિઓ 'સંસ્કૃતિ' માસિકમા એક સાથે અને પછી બીજી જેમ જેમ મળે એમ આપવી પણ કર્તાની ૧૩૫ યાદીને વળગી રહેવાનુ નથી, બીજા ઉમેર્યા જ છે, એ એમની નજર બહાર રહ્યા હોય અથવા બને કે એમને છાપવા જેવા ન લાગવાને કારણે દૂર રખાયા હોય, તો પછી આ પણ આપીને સંગ્રહ બને તેટલો સંપૂર્ણ શા માટે ન કરવો ? છેવટે, મૂળ પુસ્તકના ભાવરૂપે એ ન ગણાય અને 'પરિશિષ્ટ' રૂપે મુકાય તો કર્તાની લાગણીને માન આપ્યુ લેખાશે એવો રસ્તો કાઢ્યો છે, જેમા કાંઈ અનૌચિત્ય હોય તો તેની જવાબદારી મારી છે ૧૬૫ હસ્તલિખિત 'ભણકારોત્તર'ના પૃ ૫૨ ઉપર મળી છે ૧૬૬ 'ભણકાર—આવૃત્તિ બીજીની કોરા પાના મૂકી બાંધેલી બીજી નકલ ને છેડે કોરા પાનામા લખાયેલી મળી છે. છેલ્લી બે સૉનેટ ૧૯૬૧ની નવી આવૃત્તિમા ઉમેરી છે અને આ નવી આવૃત્તિમા હસ્તલેખની મદદ લઈને પાઠ પણ છેવટના નક્કી કરીને આપ્યા છે લેખકના પુસ્તકો અથવા એમના હસ્તાક્ષરની નકલની મદદ સિવાય બીજેથી પાઠ લેવો પડ્યો હોય એવા સૉનેટ છે ૧૪૧, ૧૪૩, ૧૪૬ અને ૧૬૧થી ૧૬૪

જોડણી કવિતામા પ્રો ઠાકોર પોતાની અમુક માન્યતાઓ (આ અંગે જુઓ 'સંસ્કૃતિ' ૧૯૫૨ ફેબ્રુ૦, માર્ચ) પ્રમાણે યોજતા એમની જ જોડણી કાયમ રાખી છે તીવ્ર અનુસ્વાર પોલા મીંડા ૦ ના ચિહ્નથી એ સૂચવે છે મે ફેરફાર કર્યો હોય તો તે એક શબ્દની જોડણી અંગે જ્યા પ્રો ઠાકોર ડ઼ે, ડ઼ે આપેલુ છે ત્યા રહે રહૈ કર્યુ છે ડ઼ે=હરે, ડ઼=હૂ઼ે થાય એમ પહેલા રૂબરૂ પણ કહેલુ, છતા પોતે પોતાની રીતે જ લખતા, એટલે એ શબ્દો એમના મત કરતા અહી જુદી રીતે છાપ્યા છે એ નોધવાનુ રહે છે

હજી પ્રો ઠાકોરના અપ્રસિદ્ધ સૉનેટ હોવા સંભવ છે એમની યાદીમાના છેલ્લા બે 'સ્ટાલિનગ્રાડ' અને 'ચર્ચિલની ૬૮મી વરસ-

ગાર'ની નકલો મળતી ન હતી, લાયબ્રેરીઓમા અને અભ્યાસી મિત્રોમા તપાસ કરવા છતા છેવટે મારી ઉપરના એમના પત્રો * ઉપયોગ્યા,તેમાથી બ નેની પ્રતો મળી અને બીજા કાગળમા ' અનામીને ' (૧૪૩) અ ગે ઉ લેખ મળતા તેની ભાળ કાઢી અને મેળવ્યુ અને મારા પત્રસ ગ્રહમા અનુષ્ટુપમા ' લો ભા સ વ. ' અને ગૂજરાત સમાચારના ઈ સ ૧૯૪૮ના દિવાળી અ કમા ' કવિતા અને જાદૂ ' પહેલી ચાર પ ક્તિ આર્યાજાતિમા અને છેલ્લી બે અનુષ્ટુપમા-એવી ચૌદ પ ક્તિની કૃતિઓ મળી હતી પણ એ બ ને છ દોમા પ ક્તિસ ખ્યા ૧૪ને બદલે ૨૮ની ગણાય ' સૉનેટ ' ઉપરના નિબ ધમાના સોળ શ્રુતિના ' દ્વિપદી અનુષ્ટુપ ' વિષેના મારા લખાણને પત્રમા એમણે અનુમોદન આપ્યુ હતુ, તેમ છતા એમની આખી સોનેટ અનુષ્ટુપમા બીજી જોવા મળી નથી × વળી આ ' લો ભા સ વ ' એ કદરે સૉનેટના દેહબ ધવાળુ છે પણ નહિ. ' કવિતા અને જાદૂ 'ની ચૌદ પ ક્તિઓ સૉનેટના બીબામા છે, પણ નામામેળ છ દમા એમની કોઈ બીજી સૉનેટકૃતિ નથી (સૉ ૧૨ના ખ ડહરિગીતને એમણે ગુલબ કીમા ઢાળવા પ્રયત્ન કર્યો છે ) એટલે એ મૂકી નથી તેમ છતા આવી તમામ કૃતિઓ એકઠી કરી આગળ ઉપર અભ્યાસીઓ સમક્ષ ' પૂરવણી ' રૂપે જરૂર રજૂ કરી શકાય, અને એમ પ્રો ઠાકોરના સોનેટોની નિ શેષ વાચના તૈયાર કરી શકાય પ્રો ઠાકોરના બીજા કોઈ સૉનેટ સામયિકો( અને દિવાળી અ કો )મા અથવા હસ્ત લેખમા કોઈના જોવામા આવ્યા હોય ને ધ્યાન દોરશે તો આભાર થશે સૉનેટનો કાલાનુક્રમ કર્તાના હાથલખાણો વગેરેની મદદથી તૈયાર કરવો જોઈએ પણ તે આ આવૃત્તિઓ વખતે બની શ ક્યુ નથી સૉ ૧૪૭ની પાણ્ડુલિપિના બ્લોકનો ઉપયોગ કરવા દેવા માટે શ્રી બચુભાઈ રાવતનો આભારી છુ

* પછીથી ' ભણકાર આવૃત્તિ બીજી ની હતાની મેરા પાનાવાળી નકલમા આ બ નેની પ્રતો મળી હતી, આ બ પાઠવાળી

× ' અદિ સા ' (૧૯૪૪ ) મળી છે તે પરિશિ ષ્ટમા ( સૉ ૧૯૫ ) આપી છે [ત ૧૨-૭ ૧૯૬૧ ]

એક કાવ્યપ્રકાર તરીકે સૉનેટ પહેલવહેલું ગુજરાતીમાં પારસી કવિઓ લઈ આવ્યા તે ભલે; અને સિદ્ધ કવિઓમાં પણ કાન્ત કે બલવન્તરાય બેમાંથી કોને હાથે પહેલું એ ખેડાયું એ કદાચ છેવટનું નક્કી ન થઈ શકે તોય ભલે; ગુજરાતી કવિતાના ઇતિહાસમાં 'સૉનેટ' શબ્દ બલવન્તરાય ઠાકોરના નામ સાથે હંમેશાં જોડાયેલો રહેશે. એમની પછી ચન્દ્રવદન, સુન્દરમ્ આદિ કવિઓએ એ કાવ્યપ્રકારને સારી રીતે ખેડ્યો છે, ભવિષ્યમાં પણ ખેડનારા નીકળશે જ, રૂડા પ્રતાપ બલવંતરાયના. એમણે એ કાવ્યપ્રકારને ગુજરાતીમાં રોપ્યો ને દૃઢમૂલ કર્યો. પણ એક કલાઘાટ તરીકે ગુજરાતી કવિતામાં સૉનેટ-આકારને સ્થિર કરી આપ્યો—અને તે ખાસો દોઢસો ઉપર સૉનેટ લખીને—એ જ એમને એક પ્રમુખ સૉનેટકવિ તરીકે સ્થાપનારું કારણ નથી. સૉનેટનો કલાઘાટ કવિતાલાવણ્યની જે સૂક્ષ્મ સમજ અને બુદ્ધિખમીર માગે છે તે કવિ બલવન્તરાયની પ્રધાન લાક્ષણિકતા છે. એક સર્જક તરીકેની એમની અનુભૂતિઓને સૉનેટનો કલાઘાટ કેવો ફાવતો આવી જાય છે એ સહેજે જોઈ શકાય છે. એમની કેટલીક ઉત્તમ કવિતા આ કાવ્યપ્રકાર દ્વારા સાકાર થઈ છે. એમ કહી શકાય કે 'મ્હારાં સૉનેટ'માં બલવન્તરાયનું અધઝાઝેરું હૃદયસર્વસ્વ ઊતર્યું છે.

'મ્હારાં સૉનેટ' મુખ્ય છ વિભાગમાં વહેંચાઈ જતાં જોઈ શકાય છે, જેમાના પ્રથમ ત્રણ વિભાગનું વિશેષે આત્મલક્ષી હોવા તરફ અને પછીના ત્રણનું વિશેષે પરલક્ષી હોવા તરફ વલણ છે:

૧ કવિતા ૧–૨૧, ૧૬૬.

૨ પ્રેમ ૮૬–૧૦૬, ૧૪૨, ૧૪૪.

૩ મિત્રતા, બુઝુર્ગી, મૃત્યુ, શ્રદ્ધા ૩૭–૮૫, ૧૩૯, ૧૪૩, ૧૪૫–૧૪૭.

૪ ઇતિહાસદૃષ્ટિ

સ્વ-દેશકાલ ૨૨–૩૬, ૧૪૦–૧૪૧
બે વિશ્વવિગ્રહો ૧૨૬–૧૩૮, ૧૬૧–૧૬૪
અહિંસા ૧૬૫

૫ સમાજદર્શન, પ્રકૃતિ પર ચિંતન ૧૦૭–૧૨૫

૬ સંસારની સુખદુઃખમયતા ૧૪૮–૧૬૦

ભાગ્યે જ ઉમેરવાની જરૂર હોય કે આ વિભાગો સ્થૂલ છે, ખાસ તો વિષયો સમજવા પૂરતા વધુ સગવડભર્યા છે. એકમાંનાં કેટલાંક કાવ્યો બીજામાં જરૂર મૂકી શકાય એવાં છે. અને 'સુખદુઃખ' સૉનેટમાલાનો ઉઘાડ એક સુંદર આત્મલક્ષી સૉનેટથી થયો છે, તો 'ભણકાર'–પ્રથમ ધારાના ટિપ્પણમાં પ્રો. ઠાકોરે સૂચવ્યું છે તેમ 'પ્રેમનો દિવસ'નાં કાવ્યો અંગત આત્મલક્ષી ઊર્મિઓની અભિવ્યક્તિ કરતાં વધુ તો નાટ્યોર્મિકાવ્યો (dramatic lyrics) તરીકે સંયોજાયાં છે. ખરું જોતાં તો લાગણીનું સાધારણીકરણ થતાં, ભાવ કાવ્યત્વને પામતાં, કોઈ કૃતિ નરી આત્મલક્ષી રહેવા પામતી નથી.

કવિતા અંગેનાં સૉનેટોમાં 'ભણકાર'માંની બીજી એ વિષયની કૃતિઓ ઉમેરતાં, પ્રો. ઠાકોરની કાવ્યવિવેચનાના મૂળભૂત પાયાના ખ્યાલોનો ઊર્મિરસિત વિચારબિંદુઓરૂપે પરિચય થાય છે. આ વિનશ્વર જગતમાં અનશ્વર છે માત્ર કલા કવિતા; 'અલોમ ઘુતિ'થી હૃદયો રસનારી એ 'શીય' બાની છે; 'વર કાવ્યસર્ગ' તો તે જે અગણ માનવબંધુઓના વિચારો સારવી, સજીવ પાત્રસર્જન દ્વારા, તેમનાં રસઝર ચિત્રવિચિત્ર વૃત્તાંતોને સંકલી શકે; સર્જક કવિ લોકપ્રિયતાને તો 'જુઓ ઉઘાડું છે કમાડ' જ સંભળાવી દેનારો. સૉનેટ ઉપરનાં બે સૉનેટ પણ અહીં છે. કવિની કલાપી–કાન્ત પ્રત્યેની મમતા પણ 'બે કવિવરમાં' આલેખાઈ છે. કવિને માટે જીવનું જીવન બનેલી કવિતા 'કો અકળ

ગાડમા' કવિના અક્ષરદેહની 'સોગતી' બની રહેશે એનો પુરાવો આ એક સોનેટગુચ્છના કેટલાક સોનેટ પણ આપી શકે એમ છે

પ્રેમવિષયક સોનેટોમા મુગ્ધપ્રીતિના 'પ્રેમની ઉષા'થી આરંભી પ્રૌઢાવસ્થાના અસનગસનો શુચિતર પ્રકાશ નિરૂપતા 'પ્રેમનુ નિર્વાણ' સુધીના "પ્રેમનો દિવસ"માના સોનેટ તો છે જ, જેમા એ બે ઉપગત 'મોગરો,' 'વધામણી' અને 'જૂનુ પિયેરઘર' એ આપણી ભાષાની અમર કૃતિઓમા સ્થાન પામેની નણ સોનેટ છે વિભાગના આરંભમા ભણકારના 'વિરહ'માની વેધક કૃતિ ('આપણી કવિતા-સમૃદ્ધિ', આવૃત્તિ-૨મા શ્રી ગમનાગયણ વિ પાઠકે જેને પ્રો ઠાકોરની પ્રતિનિધિકૃતિ તરીક પસદ કરી હતી) 'ઘુતિકણી' છે એ સૂચક છે 'પ્રેમનો દિવસ' કાવ્યમાલા કવિ ભલે પગલક્ષી નાટચોર્મિકાવ્યો તરીકે આપવા પ્રેરાયા હોય, અહી આ આખા પ્રેમકાવ્યગુચ્છ ઉપર અગત અનુભવના મહત્ત્વની છાયા ઢળેલી જોઈ શકાય છે 'ઘુતિકણી' પછી જ સદ્દગત પ્રિયતમાવિષયક શોકાનુભવના ચાર સોનેટ છે, જેમાથી 'જાગરણ' એક માર્મિક સુદર કૃતિ છે

ત્રીજો વિભાગ પણ મિત્રતા, બુઝૂર્ગી, મૃત્યુ, શ્રદ્ધા, આદિ અંગેના અગત અનુભવોનો છે નણ પેઢીના સમસામયી પટુકરણ કવિના વિવિધ ક્ષેત્રના મિત્રો અંગેના કાવ્યો અહી છે વૃદ્ધાવસ્થા—'બુઝૂર્ગી'-અગેનુ આવુ તીવ્ર વિષાદભર આલેખન બલવન્તરાય સિવાય કોઈ કવિમા, શુ ગુજરાતીમા શુ કદાચ અન્ય કોઈ ભાષામા પણ, જવ લે જ મળશે મૃત્યુ અગે કવતા જગતના કવિઓ કયારે થાકયા છે? મનવન્તરાયને પણ મૃત્યુ અંગે કેટલુક વિશિષ્ટભારપૂર્વક કહેવાનુ છે 'યમને નિમત્રણ' જેવી અપાર માર્દવભરી કૃતિ એ ગુચ્છમા મળે છે મૃત્યુ વિષયક સોનેટો પછી જ 'ઘુતિકણી' આદિ પાચ મગણોત્તર વિલાપિકાઓથી પ્રેમવિષયક સોનેટોનો ગુચ્છ શરૂ થયો છે, એમા મૃત્યુવેષ્ટિત પ્રેમ-અનુભૂતિ રજૂ કરવામા મૃત્યુ અને પ્રેમ એ બને ગહન જીવનાનુભૂતિઓની સમરસતાને ઉદ્ભવ મળ્યો છે

ભિન્ન ગણ સૉનેટોમાં ઇતિહાસરાગ, સમાજદર્શનનિષ્ઠ અને ચિંતક બળવન્તરાયનો અનુભવ થાય છે. પ્રો. ઠાકોરનો યુવાવસ્થા પછીનો એક પ્રધાન વિષય હોય તો તે ઇતિહાસ. ઇતિહાસના એ અધ્યાપક હતા. એમનાં ઇતિહાસવિષયક અંગ્રેજી ગુજરાતી ગદ્ય લખાણો અભ્યાસીઓમાં ખૂબ આદર પામ્યાં છે. કેટલાકને થતું કે બળવન્તરાયે સર્જક તરીકે કાવ્યો ભલે આપ્યાં પણ કાવ્યવિવેચનના વહોરી લીધેલા સમયનાશક વ્યવસાયે ઇતિહાસકાર બળવન્તરાયને ખૂબ દૂર હડસેલી દીધા છે. ઇતિહાસદૃષ્ટિ નિરૂપતાં સૉનેટો (અને 'ભણકાર'-માંનાં બીજાં એવાં કાવ્યો)માં ઇતિહાસકાર બળવન્તરાય અને કવિ બળવન્તરાય એકરૂપ બનેલા જોવાનું સદ્ભાગ્ય સાંપડે છે. આપણા દેશ અંગે, ખાસ તો વર્તમાન સમયના મહાન બનાવો અંગે, એમના ઉદ્ગારો આ ગુચ્છમાં મળે છે. વરિષ્ઠ યુરોપિયોમાં એક તરીકે ખપી શકે એવા છતાં એશિયાઈ, પાશ્ચાત્ય સંસ્કૃતિએ નખશિખ રંગાયેલ છતાં ગાંધીજીના આદર્શોને સાકાર કરવા મથનાર એમના પ્રિય શિષ્ય એવા જવાહરલાલ ઉપર, ખાસ તો બીજા એશિયાઈ દેશો જેમાં પગ મૂકતા ચાલ્યા આવી શકે એવી 'ગજપગેરું સમી એમની વિદેશનીતિ ઉપર, કર્તાની મીટ મંડાઈ છે. બે વિશ્વવિગ્રહો ઉપરની કૃતિઓ જ્યારે પ્રગટ થતી ત્યારે તો નિશ્ચિતપણે કોઈ કોઈને (દા. ત. મારા જેવાને) થોડીઘણી અરુચિકર નીવડે એવી હતી અને અત્યારે અને હવે પછી પણ તે કોઈ કોઈ વિગત અંગે એવી નીવડવા સંભવ પૂરો છે, તે છતાં દસકે અર્ધદસકે, સૈકે અર્ધસૈકે બદલાતા પૂર્વગ્રહોની પાર માનવઇતિહાસને અવલોકવાના એક વ્યાપક-દૃષ્ટિ-પ્રેર્યા પ્રયત્નરૂપે આ કૃતિઓ ખરે જ નોંધપાત્ર છે. આપણા દેશની આઝાદી કરતાં દ્વિતીય વિશ્વવિગ્રહ વખતે ભયમાં મુકાયેલી મહા-આઝાદી વિષેની એનેની આ કવિને હાડોહાડ વ્યાપી છે (સૉનેટ ૧૩૦, ૧૩૧) અને બ્રિટિશ 'સામ્રાજ્યનું ભાવિ શું ?' એ પ્રશ્ન એમને ખટક્યો એટલો બધો બીજાને ન પણ ખટકે તે છતાં માનવજાતિના સંસ્કારી અસ્તિત્વ માટે અનિવાર્ય એવા સ્વાતંત્ર્ય માટેની એમની તાલાવેલી સહૃદય અને પ્રેરક લાગ્યા વિના નહિ રહે.

સમાજદર્શનના સૉનેટ ઇતિહાસદષ્ટિના જ ફણગારૂપ છે અને એ કૃતિઓમા ચિંતન અનિવાર્ય બને એ સમજી શકાય એવુ છે. પ્રકૃતિ પર ચિંતનના કાવ્યો, એક ક્રમ આગળ વધતા, મહેન્જે આવે. આખા માનવ અને માનવેતર સૃષ્ટિના ચિંતનમા કવિ માનવસંસારની સુખદુઃખમયતાના જે દર્શન કરે છે તે 'સુખદુઃખ' સૉનેટમાલાનો વિષય છે. ખરૂં જોતા અહીં પ્રેમ (સૉ ૧૫૧), બુઝુર્ગી, શ્રદ્ધા (સૉ. ૧૪૮–૧૫૦), સમાજદર્શન (સૉ. ૧૫૨–૧૫૪) અને ઇતિહાસદષ્ટિ (સૉ. ૧૫૫–૧૬૦)—બધા મુખ્ય વિષયવલણોનું સંકલન થયું ન હોય એમ જોવા મળે છે. ચિરૂટ અને હીંચકાના ગતિશીલ (dynamic) ચિત્રાંકનદ્વારા વૃદ્ધાવસ્થાના એકલવાયા ચંચલ અને જ્વલંત, માર્ગમાના ન દેખાતા ન ઊંઘતા કૂતરાની જેમ માત્ર હાફચે જતા, મગજનું આત્મલક્ષી પદ્ધતિએ વર્ણન કરતા એક ઉત્તમ સૉનેટથી સૉનેટમાલાનો ઉઘાડ થાય છે. બીજામા જઇફીપ્રવાહજલમા તણાતા કવિ સંસારમાના દશાપલટ, સુખદુઃખ જોઈ "ઉતરૂં ઉંડો અનુભવે'નુભવ સાકળી " એવી પ્રતિજ્ઞા કરતા જણાય છે. એ જુએ છે કે 'સમૃદ્ધિસુખ સાચું એક આત્મા સ્વય', પણ ત્રીજા સૉનેટમા જોઈએ છીએ તેમ એમનું મન શ્રેયપરાઙ્મુખ ન હોવા છતા ચીલેચલુ નથી પોતાનો પંથ ન સ્થાપતા, 'ઑરોરા બુરિયેલિસ'ની જેમ સૌ દર્યાભાની પ્રેરણા વિતરી ઊગી આથમી જતા, અખાકથિત 'એકલમલ્લ' અંતર્ઉહાયોગીનુ ચિત્ર એ પ્રત્યક્ષ કરે–કરાવે છે. આ ભવથી અળગી 'કો ગુહ્યની ઝાય' દેખાડનાર ગુરુને તો તીવ્ર મતિવાળાઓ 'ભાગેડૂ' કેમ ન કહે એમ પ્રશ્ન કરી, એવાઓ પોતે જ સીધા જુદા ઉત્તરો શા માટે ન ખોજે એવો બીજો પ્રશ્ન કરી, ચોથી સૉનેટથી પોતાના આગવા ક્રમે એ ખોજના માર્ગ ઉપર કદમ ભરે છે ચોથા સૉનેટના આરંભમા નરનારીયુગલના સૌખ્યને સ્પર્શતા જ, સમુદાયદષ્ટિની વિચારણા પ્રાપ્ત થતા પરિબળમા કૌટુમ્બિક–સામાજિક આળપંપાળ તપાસે છે અને 'મનુજજંતુડા'ના આશાદોરની લીલા વર્ણવે છે.

૯થી ૧૩મા 'મનુષ્યંઘઠતિહાસ'માથી 'પરમસત્ય કાલીઘનું' મારવે છે કે દૂરનુ ભલે પામેના કરતા સુંદનર ભાસતું હોય. ગયેલા ક્રમ પ્રમાણે જીવવું અસંભવ છે એટલું જ નહિ, બિનજરૂરી છે, કેમ કે સમૃદ્ધિસુખમા એક યુગ બીજા યુગથી જુદો હોય છે, પાછલા સમૃદ્ધ યુગના સુખ આજના યુગથી ન પણ જિરવાય, અરે સુખરૂપ પણ ન લાગે. હસ્તલેખમા ૧૯મી સૉનેટનો આરંભ થયેલો છે,

> ન શું વિષય છોડિ આ ૯ ચડિયો અવર દેડિએ?
> નહી. ઉડું વિમર્શનો .

સૉનેટમાળા આ શબ્દો આગળ અપૂર્ણ રહી ગઈ છે કર્તાની વિચારતરણી કયે મદર નાગન્ત એને વિશે તર્ક કરવામા કલ્પ દુરાદૃષ્ટતાનો દોષ આવે.

જોવાનો પ્રયત્ન છે એટલે, બલવંતરાય બુદ્ધિવાદી (rationalist) છે, અજ્ઞેયવાદી (agnostic) હોય એવું પણ ક્યારેક દેખાય છે, પણ તે સાથે ઇંગ્રેજીના વિવરણમાં એ કહે છે તેમ 'ઓપન માઇન્ડ' છે— એમના મગજના દ્વાર ખુલ્લાં છે ધર્મ અને ધર્મઘેલછા વચ્ચે એ ફેર જુએ છે અને એ ફરક દાખવવાની એક તક જતી કરતા નથી, એક પ્રજા તરીકેના આપણા અંધ પ્રાચીનપૂજા અને વીરપૂજામાં મચેલા વેવલાઈ ભર્યા માનસની એમને યોગ્ય રીતે જ ભારે નફરત છે એ કટ્ટર યથાર્થ-દર્શી (realist) અને સદ્વ્યવહારવાદી (pragmatic) વલણવાળા પણ છે• અનુક્રમે 'એક જમાનાજૂની ચમત્કારકથા' અને 'જૂના સ્નેહીભાઈ શ્રી ..ને શુભોક્તિ' પાઠગ્રનો બોધ એ બે વલણોના સાક્ષી છે પણ આ સ્વાસ્થ્યભર્યાં બુદ્ધિવલણોનો અર્થ એ હરગીજ નથી કે એ નાસ્તિકતાપ્રિય છે, અગર સ્વભાવે શ્રદ્ધાવિહીન છે એમની રચનાઓમાં અવારનવાર પ્રગટ થતા શ્રદ્ધાના ઇશારાનો હમણાં જ ઉલ્લેખ કર્યો છે જીવનના અનુભવોનું એક ક્ષેત્ર તો એવું છે જેમાં એક જાતના રહસ્યવાદી (mystic) વલણનો પણ એમને હાથે પુરસ્કાર થયો છે એમ કહી શકાય એ ક્ષેત્ર તે કવિતાની એમની છ દસકા જેટલી ચાલેલી કવિતાસાધનાનું છેક ૧૮૮૮માં, કાવ્યયાત્રાના આરંભના 'ભણકાર' માં એ માત્ર 'શીય' બાની સાંભળે છે સ્વાનુભૂતિના આ ક્ષેત્રમાં એ અધર લોકની વાત કરે છે ('અધર પ્રાસાદ એ તો કાલ પર, ..લોક પર' સૉ ૧૨), જોકે સમગ્ર જીવન-વ્યવહારમાં કોઈ એવી વાત લાવે તેને એ ચરમ સ્વાર્થના રેતિલ બુદ્બુદો લેખે છે (સૉ ૧૪૭) પણ કાવ્યલોક એમને 'મૃગજલી' લાગતો નથી 'જીવતો' પદાર્થ લાગે છે એ તત્ત્વને એ 'અનામી' કહે છે (સૉ ૧૪૩) કાવ્યલોકની એ 'અણુનામિ' અમરતાનું 'બે કવિવર'માં પણ એ સૂચન કરે છે. બીજું એમના અનુભવનું ક્ષેત્ર છે પ્રેમનું, જેમાં પણ રહસ્યવાદી વલણ ક્યારેક ઝબકી જાય છે 'જૂનું પિયેરઘર'માં પ્રિયતમના બાલ્યના દર્શનનો અનુભવ સાક્ષાત્ કરાવવામાં આવ્યો છે 'જાગરણ'માં જે 'બુટ્ટો' છે,

તે 'બ્રાહ્મમુહૂર્તનું સ્વપ્ન' (સૉ ૪૭)માં 'વાસ્તવ' રૂપે અનુભવાયું છે ટૂંકામાં 'મ્હારા સૉનેટ'માં બળવંતરાયનું બુદ્ધિપૂત જીવનદર્શન છે, ક્યારેક એ દર્શન અજ્ઞેયવાદી જણાય છે, પણ એક દરે નાસ્તિક કે નિશ્રદ્ધ નથી ધર્મવેડામાંથી નીપજતી વેવલાઈ, પ્રાચીન પ્રિયતા, અવર લોક, ગુહ્યતા (mystification) ભર્યાં જીવનદર્શનો વગેરે માટે એમને ભરપૂર નફરત છે, પણ એ 'ઓપન માઈન્ડ' છે—એમના મગજનાં દ્વાર ખુલ્લાં છે કવિતા અને પ્રતિના અનુભવક્ષેત્રમાં એ ક્વચિત્ રહસ્યવાદી (mystic) વલણ પુરસ્કારન્તા પણ નજરે પડે છે પણ આ રહસ્યવાદિતા બુદ્ધિના આખા અનુભવતન્ત્રનો છેદ ઉડાડીને નહિ પણ સ્વીકાર કરીને ('પ્રતિબિંબતો ત્રણ લોક તોયે લોક પર,' સૉ ૧૨), સ્વયં બુદ્ધિ પણ આ બુદ્ધિ પર સૃષ્ટિના અનુભવક્રિયાને સ્વીકારવા લલચાય, રહસ્યવાદિતાની પણ શાન બઢેન્ન કે ઘટે—એ રીતે પ્રગટતી જોઈ શકાય છે, અને મોટી વાત તો એ છે કે સૌન્દર્યાનુભવ (aesthetic) દૃષ્ટિએ એ વાસ્તવ બનીને આવે છે, જે કવિતા માટે તો એક પૂરી અનિવાર્ય શરત ગણાય

'મ્હારાં સૉનેટ'ના રચનાકૌશલના અંશો કાવ્યરસિકોને વાચને વાચને વધુ ને વધુ પ્રતીત થશે હૃદ્ગતને સુરેખપણે સાકાર કરવા કર્તા પ્રયત્નશીલ હોય છે, શબ્દવશ થઈને પંક્તિઓ કે પંક્તિખંડોને ઘૂસી જવા દીધા હોય એવું ક્યાંય જણાશે નહિ, બલ્કે શબ્દને વશ કરવાની એમની ઉત્સુકતા તરી આવે છે એમાં કોઈ વાર શબ્દ મચડાય-મરડાય —તરડાય પણ છે, પણ એકંદરે કર્તાની નિષ્ઠાની છાપ પડ્યા વગર રહેતી નથી એક નોંધપાત્ર હકીકત એ છે કે બળવંતરાય ઉત્તરોત્તર આવૃત્તિએ આવૃત્તિએ એમનાં અત્યંત સુપ્રસિદ્ધ અને માન્યભોગીઓમાં લોકપ્રિય બનેલાં કાવ્યોના પાઠ પણ બદલતા નવી આવૃત્તિએ છાપેલી સામગ્રી જ આપતા નહિ પણ નવેસર નકલ કરતા અને પોતે જડ રીતે નકલ કરી શકતા જ નહિ, એમની કલમ એકાદ નવી સૌન્દર્યરેખા ઉપસાવવાની

તક ક્યાંક ઝડપી લીધા વગર રહેતી જ નહિ. 'ભણકાર-૫૧' પછી એ જ વરસમાં 'મ્હારાં સૉનેટ'ની આ નવી આવૃત્તિ માટે જે થોડાંકની નકલ એમણે કરી છે તેના પાઠફેર જ કેવા નોંધપાત્ર છે એ જોઈ શકાશે. 'ભણકાર-પહેલી આવૃત્તિ'થી આ 'મ્હારાં સૉનેટ' સુધીમાં થયેલા પાઠાંતરો રસિક કવિતાભ્યાસીઓ સૌન્દર્યપોષકતા કે અપકર્ષકતાની દૃષ્ટિએ ચીવટથી તપાસશે જ. (હા, બધી જ વખતે એ પોષક નથી, ક્યાંક ઘાતક પણ નીવડે છે: 'ગોરું ચૂસે અખૂટ રસથી' એ પ્રસિદ્ધ પંક્તિમાં 'સતત સુચુષે' ફેરફારને કેવો કહેવો ?) પ્રો. ઠાકોરની કવિતામા શબ્દ-વિન્યાસ અંગે કેટલાંક ચિંત્ય તત્ત્વો છે, તે છતાં એનો એક વિશેષ ઊડીને આંખે વળગે એવો છે.' મો. કા.ની કારને અકસ્માત્' જેવી કૃતિઓમાં ભાષાનુ જે જોમ જોવા મળે છે તે જોતાં કહી શકાય કે ગુજરાતી સાહિત્યમાં અખા પછી કોઈએ જોરદાર ભાષા વાપરી હોય તો તે બ. ક. ઠા.એ. ક્યારેક 'દાખડા' જેવા લોકબોલીના શબ્દોના ઉપયોગથી શૈલીને એ ભારે બલિષ્ઠતા અર્પે છે. છેલ્લા વરસોમા, કદાચ સૉનેટ-ઘાટ માટેના પક્ષપાતને કારણે, 'વીણાહૃદય,' 'વરવહુ અમે' 'મહાસર્ગ' જેવી કૃતિઓને ચૌદ પંક્તિ સુધી વિસ્તારી સૉનેટમા ઢાળી છે. 'મહાસર્ગ'ની મને મોકલેલી નકલમા મથાળે 'ખંડહરિગીત' છંદ આપ્યો છે અને પંક્તિ પણ તેર છે. પણ પછીથી એમા ફેરફાર કરી ચૌદ પંક્તિનુ બનાવી આરંભમા ગુલબંકીના અંશો વધુ સ્ફુટ કર્યા છે. પં. ૧, ૨ અને ૫ સિવાય હરિગીતનુ દુર્દમ પ્રાબલ્ય છે. 'ખંડહરિ-ગીત'માથી 'ગુલબંકી'મા ઢાળવાના આ પ્રયત્ન પાછળ, માત્રામેળ છંદોમા સૉનેટ ન હોય એવો કર્તાનો આશય જોવો મુશ્કેલ નથી.

બે સૉનેટ(૮૮,૧૨૨)માં તેર જ પંક્તિ છે. 'ભણકાર – ૫૧'નુ મુદ્રણ આંખની ખરાબ હાલતમા અને ઉતાવળમા થયું છે એ એનુ કારણ હોય. નવેસરથી નકલ કરવાની સુટેવનુ એક કમનસીબ પરિણામ પણ એ હોય. (સૉ. ૧૩૪ની 'મ્હારા સૉનેટ' માટેની નકલમા પાંચમી

પંક્તિ પડી ગઈ છે.) સૉ. ૮૮માં 'ભણકાર-આવૃત્તિ-૨'ની પૂરી ચૌદમાંથી એક પંક્તિ કદાચ ઇરાદાપૂર્વક રદ કરી લાગે છે, પણ નવી ઉમેરવાનું રહી ગયું છે. સૉ. ૧૨૨માં બે પંક્તિની એક કરી છે પણ પછી નવી ઉમેરાઈ નથી.

સૉનેટ-ઘાટના ઉદ્ભવકાળે એનો વિકાસ સૉનેટમાલા દ્વારા થયો છે. બલવન્તરાયે બે સૉનેટમાલાઓ આરંભી લાગે છે. 'આઝાદી વધશે જ'નો 'પ્રસ્થાન'માં 'સૉનેટમાલા' તરીકે આરંભ થયેલો, પણ પછી એકાદ સૉનેટ સિવાય એમણે એ આખું રદ ગણ્યું. 'સુખદુઃખ' સૉનેટમાલા પણ અધૂરી રહી. અધૂરી છતાં 'સુખદુઃખ' સૉનેટમાલા બલવન્તરાયના સમગ્ર ઊર્મિ-વિચાર-તંત્રના આલેખનો અણસારો આપવા માટે, એમના એક પ્રતિનિધિ કાવ્યગુચ્છ તરીકે, નોંધપાત્ર રહેશે.

આપણી ભાષામાં સૉનેટનો કાવ્યઘાટ ઘણોઘણો ખીલશે, એ ઘાટ બીજા નવનવા કાવ્યઘાટો ખીલ્યે જતાં વચ્ચે વચ્ચે વિસારે પણ પડે, ક્યારેક સમય જતાં કદાચ ભૂતકાળનો અવરોધ પણ બને, શબ્દવિન્યાસ અંગેની રુચિઓ પણ સમૂળી પલટાઈ જાય, ત્યારે પણ નરી કવિતાના રસાસ્વાદકોને બલવન્તરાયની આ કૃતિઓમાંથી કેટલીકમાની કવિતા-સિદ્ધિ જરૂર આકર્ષ્યા વિના રહેશે નહિ.

'લોકભારતી,' સણોસરા: ૫-૧૦-'૫૬
સુધાર્યું, તા. ૨૪-૭-'૬૧

ઉમાશંકર જોશી

# અનુક્રમ

**પરિશિષ્ટ**





| પાન | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૮૩ | પહેલી | વહતૂં તં | વહતૂં તૂં |

## સૂત્રવાક્યો ('મેટ્રિઝ')

૧ યો વૈ ભૂમા તદમૃત°ઃ અથ યદલ્પ° તન્મર્ત્યં°° ॥

છાંદોગ્યઉપનિ૦

(વિરાટ જે, અમૃત તેઃ તે તો છે મર્ત્ય અલ્પ જે.)

અમૃત=અમર, સુધાસમાન અમરતાભક્ષ.

*　　*　　*

૨ "જનતાકેરિ જબાન" બની જવાના સોણલા ?
અરરર હીન નિશાન ! હાર્યો અક્કલ ક્યાં જવાન ?

જનતા તો નાદાન　　બ્હેમભ્રમ લત°દની
જકડે પડિ હેરાન,　　જુનવાણું જ ભજે ગરે.

ઉન્નતિનિષ્ઠ જવાન,　　જનતોદ્ધારક સોણલાં
સેવી જનતાકાન　　સાધી, તેમાં સીંચ તૂ

**બિરાદરી, આઝાદી, તપસ્ત્યાગ મજુરીધખત,**
સમુદ્ધરણસન્મંત્ર　　જનનાનો જડતાયકી !'



## એક પ્રશ્ન

[ 'મ્હારાં સૉનેટ' ની આવૃત્તિનું મંગલાચરણ ]

પૃથ્વી

સખી, પરિધિથી થતા ઉર સખેદ સોલ્લાસ વા,
વિરાટ નિજ છાપ એમ અણુમા સહજ છાપતા,
દલો મગજનાં પરે તવ ફરે 'ઙ્ગુલીતાજગી
સ્ફુરે હૃદય બુદ્ધિ ચેતન વધે જ આંદોલનો
અને મનન ગુંજન ધ્વનિત ભાવનોદ્બોધનો
અકલ્પ્ય નવલા સજીવ ટપકંત તવ પાત્રમા

સશક્ત અણુ જેમ જેમ પછિ સ્વૈર પ્રવૃત્તિથી
વિરાટ ભણિ આત્મની કરિ રહે જ આવિષ્કૃતિ,
ઝિલાય વળિ એહ સર્વ તુજ પાત્ર તાજૂણમા
કુમાશ રસ ઝાય રૂપ સુખવાસ એ તાહરા
અલૌકિક સદાસુહંત અપનાવતી પાત્રથી

અને અવ વળી 'નુભૂતિ નવલી થશે શી તુંથી ?
તયાર અણુ આ થયો છ છુટવા 'ણુતામાત્રથી ·
તુ યે છુટિ જઈશ ?
કો અકળ ઠાઠમા રહેશ વા સોણતી ૧૪

મુંબઈ, ૧-૧૦-'૫૧

## 'ભણકાર' સંગ્રહનું અર્પણ—૧

વસંતતિલકા : છેલ્લી સ્રગ્ધરા

ના આ કવ્યૂં ઉરનિ એકલડી ગુહામાં,
ના એ થતૂં અણુકવ્યૂ; શકું ના વિમારી.
ને હૂં કદાપિ વિસરૂં પણ સૂર એના
હ્હેૈ જે બન્યા 'કિમપિ દ્રવ્ય' જ કૈં ઉરોમાં.
રે દૈવદત્ત મયિ રક્ત 'સમાનધર્મા,'
છે દેશકાલ મુજ તે જ ત્હમારિ મૈયા.
તો હે સહોદર વડા, 'ભણકાર' આ જે
મૈયાઉછંગ રમતાં ચડતાં પડંતાં,
મૈયાતણાં સુખદુખોચ્છવસિતો લહંતા,
મૈયામુખે જિગરની છલકો છવાતી
તે જોઇ પૂરિઅધુરી મનને કુળંતાં,—
કૈં શાંતિશુદ્ધિમહિં પ્રાપ્ત પ્રસન્નબિંબ,—
ઝીલાઇ ંક મુકુરે વળિ કે વિડંબ,—
જેવા જેવા ઝિલાયા,—
 સ્વજન મુજ ખરા, અર્પું સસ્નેહ તેવા. ૧૪

ઈ. ૧૯૦૯

## 'ભણકાર' સંગ્રહનું અર્પણ—૨

[ (શિખ૦) હતૂં તે ને તે આ, જરિ વસનવેશે અભિનવું. ]

પૃથ્વી

નવીન કવનો નવીન ગુંથણી નવીને લયે
કરંત નવલે જગે નવવયસ્ક રૂપાશકો;
ઘણા ય નવભાવનાભગત કિંતુ વયદાયકો
થતાં અમુક થાય મંદ નવતર વિકાસનાસક્તિએ;
ઘણા ય ન હિ સર્વ. કોઇ રહિ જાય ચિત્તે યુવા
નવા નવતરા પિઢી સહ ચહી ભરેવા ક્રમ
ટુંકાય નિજ શ્વાસ તોય નવ છાંડતો ઉદ્યમ
નવા નવતરા પિઢી સહ ખભેખભો રાખવા.

થયો છું સમસામયી દ્વય પિઢી તણો, થાઉં છૂં
હવે વળિ તૃતીયનો: પિઢિ ત્રણે મહીં જે ભલા
મ્હને, કવન માહરાં સહ, નિજાંતરે દ્યે જરા
જગા, "સ્વજન તે સહોદર વડા વળી તે ખરા,"
તણે ચરણ આ ધરી પરમ લ્હાણસુખ માણું છૂં,
— ભલે સ્વજન ગાળ દે,
સ્વજનગાળ પણ હેતની જાણું છૂં. ૧૪

# નવ્ય કવિતા

[ (શિખ૦) ન ચ્હાશો વા ચ્હાશો? સકુતુક પુછે નવ્ય કવિતા ]

### શિખરિણી

મ્હને ચ્હાશો? ના હૂં લલિત લલકારાવલિ તરલ,
નહી ચ્હાશો? હૂં તો હૃદય ઉતરૂ તે પછિ સરલ
મ્હને ચ્હાશો? ના હૂં પરિચિત પદાલંકૃત પટલ,
નહી ચ્હાશો? હૂં તો મરમ સમઝાયે દ્યુતિ વિમલ
મ્હને ચ્હાશો? ના હૂં પ્રભુ ભજું ચમત્કાર ગજબે,
નહી ચ્હાશો? હૂં તો કુદરત રહૂં મોહિ અજબે
મ્હને ચ્હાશો? ના હૂં કવુ સુરવિલાસાદ્ભુત રસે,
નહી ચ્હાશો? હૂં તો પિગળુ જગના અંધ હવસે
મ્હને ચ્હાશો? ના હૂં જડબલજયાલેખન કરૂ,
નહી ચ્હાશો? હૂં તો મૃદુલ ગતિરંગે દગ હરૂ
મ્હને ચ્હાશો? ના હૂં ગત સમય જાજ્વલ્યથિ હસૂ,
નહીં ચ્હાશો? હૂં તો ઉડિ ઉડિ જ ભાવિ પ્રતિ ધસૂ

મહાકાવ્યો જૂના કવિયન અને વંદુ મહુને,
નવે કાળે તો યે કવન નવલા સર્જિ દઉને? ૧૪

## ભણકારા

મંદાક્રાન્તા

આઘે ઊભાં તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાંત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનધડક શાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં મેળે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે જાણે નિજ નરિ જુવે કાંતિ તો સૃષ્ટિ સૂતી
ચૉકી જાગે, કુસુમવસને તેથિ જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલાં કમલમહિં બંધાઈ સૌંદર્યઘેલો
ડોલે લેટે અલિ મૃદુ પદે વાય આ વાયુ તેવો.

ત્યાં સ્તેલો લવું નવલ અર્ધો અનાયાસ છંદ,
કે ડોલંતી ગતિ પર સજૂ બીનના તાર મંદ,
તેમાં આ શી — રજનિ ઉરથી, નર્મદા બ્હેનમાંથી,
સ્વર્ગંગાની રજત રજ, કે વાદળી ફેનમાંથી,
— પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની
આની ભીની નિતરિ નિગળે અંતરે શીય, સેહૂની! ૧૪

ઈ. ૧૮૮૮

## વીણાહૃદય

### શિખરિણી અને શિખ૦ જાતિ

મહા રાને વીણાહૃદય બિનઆધાર લટકે
અને અસ્થી પીછા પરણ રજ, સૌ આવિ અડકે,
તપે દીસે, રાતે ભરચક બને ઓસ ટપકે,
સદા સૌને મીઠા પ્રતિસુર કહો શૂ વદિ શકે ?

વળી ઝંઝા વીંઝી નભપટ ચિરે આડુ ઊભૂ ચિરાડે,
અને શેષેશોને કુલ લઘુક શા ફૂકિ ફુલવી ફગાવે,
પ્રચંડ ધ્વંસે ને તુમુલ ઘમસાણે ’ટ્ટહાસ્યો ગજાવે,
ક્ષયો નાશો માહી પણ પદપદે સર્ગ વાસંતિ વાવે,
ઝના તાજા મીઠા તરલ રસળંતા ઉભરતા
વહાવંતી જ્યા ત્યા, સહ અજબ આશાજનકતા !

તિહા યે ત વીણા અપુન્વ ન શૂ ગુંજિ ઉઠશે ?
નહી મી૦ા તાજા સુરપ્રતિસુરોલ્લાસ લવશે ?
ત્રુટ્યા ભે સાસૂરે ગડગડત ઘૌ ના દ્વિગુણશે ?
– બધા ત્હારા ધર્મો નિજ પર રખે હો તુ ગણશે ! ૧૪

(છેલ્લી ૨૦ ૫ંક્તિ ૧૯૪૪)

## કવિની સ્નેહતૃષ્ણા

[આ 'આઇરૅનિક' ઊર્મિલતા નવજુવાનીની બીજી કેટલીક કૃતિઓમાં આવેલી તે સર્વ ફાડી નાખી નમૂના લેખે આ એક જ રાખી છે.]

હરિણી

વદન વપુને ન્યાળી જોતાં કસૂર નહીં જડે,
ગગનતળિયે પળનારાંના શિરોમણિમાં ઠરે;
પણ નયનને વિશ્વાસે જ્યાં ગણી નિજ જાતનાં
ઉછળિ તલસૂં બંધૂભાવે, છ ટૂં નિકટે જતાં!
પ્રણયઉભરે પ્રેરાતો હૂં ઢુંઢૂં ઝિલનારને
પ્રણયતરસે ઘેલો જાચૂં પિલાવનહારને:
બહુ તરવરે મનુજાકારો જુવો દગ જાય જ્યાં,
પણ ઉર બથે ભીડે એવૂં કહો મળવૂં કિહાં?

તરસઉભરે મૂકી માઝા ધસ્યૂં ઉર કોટિધા,
સ્વકિય રસથી રંગી લીધાં અનેક અનેકધા:
પ્રિતમ નિરખે ઉન્માદે જે છબી ગત વ્હાલિની
સજિવ જ ગણી,– કલ્પો ભાવી દશા હતભાગિની!
અનુભવ થયા વારે વારે, હયૂં ન કરે કશૂ,
અરર કવિ બેચારા ત્હારે ઝુર્યા કરવૂં ઠર્યૂં! ૧૪

## કવિનું એકાંત*

પૃથ્વી

" રહે પડિ શું એકલો ? ચલ નિ વાડિની મોજમાં,
જમી રમત ગાન ધૂમ પત્તાંતણી મચવશૂં :
ઉઠ્ એ ! નવ શું આવ તૂં ? અરર કોણ તૂં જેહવો
બળેલ ! દિલલિજ્જતો તુજ સરીખ માટે કશી ! "

ગયા ! વિપયકીટ એ અસલ લિજ્જતો શૂં લહે ?
ભરે પવન મસ્તકે : નહિ સ્વયંભુ ઊજમ મળે.
ભલે રમત એમની : મુજ કને મહાખેલ શા !
અને ટિણ્ટિણીતણું ભળતું શુષ્ક કો કંઠમાં
સુણી વહન, ગાન એ ગણિ, દિલે ભલે રાચતા,
– ક્ષમા, સહૃદય દેવિ, ધૃષ્ટ નવ તે નર્યાં અજ્ઞ જે.

પધાર અહિં, છે જ આ હૃદય ત્હારું સિંહાસન,
મિલાવ ગુણ, પૂર સૂર, પ્રવહાવ તે ભારતી !
– સુણે ઝિલિ રહે પ્રસાદ તુજ પ્યાસિ સૌ મોરલા,
અને વિધુસુધા થકી, ખિલિ રહે બધી યે કલા ! ૧૪

ઈ. ૧૮૯૯–૧૯૦૦

---

* નવી આવૃત્તિ અંગેની છેલ્લી સૂચનાઓના એક કાગળિયામાં મથાળું : કવિનો આરસમિનાર ( ' આઇવરી ટાવર ' ).

પૃથ્વી

વિનશ્વર બધું : અનશ્વર કલા સદા એકલી.
પડે ગગડિ, વિસ્મરાય અહ ! રાજ્ય રાજકુલો,—
રહે અમર કોઇ કોઇ પ્રતિમા ઘડી ધાતુએ આરસે:
મલીન મિત શબ્દ કોઇ રહિ જાય સિક્કો જુનો,
ચડે જમિન ખોદનાર મઉ દૃહાડિયાને કરે,
પડે કદિક સોતપૂરગતિઠેલિયો કાંઠડે:
— પ્રમાણુ બસ એટલૂં જ સુખ કાલ દર્શાવતૂં
અનેક રણજીત ઊર્ધ્વધ્વજ કોઇ સમ્રાટનૂં !

વિનશ્વર બધા ય દેવ; ન સનાતના દેવતા;
ક્રિયા વ્રત વિધિ પ્રથા ઉખડિ જાય પંથે નવે:
અનશ્વર અમર્ત્ય કાલવહને તરે, ના ડુબે,
ભલે અણુ, ભલે વિરાટતનુ સેંકડો પંક્તિની,
— શિરોમણિ તમામ માનવરચ્યા કૃતીમંડલે
લસે અસલનૂર હૂર કવિતા કલાસ્વામિની ! ૧૪

# અમરતાબક્ષ કવિતા

## ગુલબંધી

નમોઽસ્તુ પદ્યદેવિ, સાથિ પ્રાણદા !
અનંત કાલસ્રોત સારું ખૂરું તુર્ત
જાય તાણિ, દે ડુબાડિ ભૂતગર્ત્ત:
રાવરાણ અણક્રિયા ખદ્યોત શા,
નિશાતમે વિલાય ચાંદની જશા:
શ્રેયબોધ શા દિધા કયા ગુરુ,
સુધાઝરંત વાણ શી વદ્યા પ્રભુ,
પદ્યદેવિ, જે યદૃચ્છ નોંધ તૂં
સદાસુહંત વાણિબદ્ધ, અસ્મદીય તેટલૂં.

પ્હાણ કોક, સિક્ક કોક, ટીંબ કોક,
મૂક તેજશૂન્ય ભૂતશેષ એ
દિસે ટકેલ તોય નિષ્પ્રાણ તે :
કાલસ્રોત સર્વ કૈં ડુબાડતો,
ત્વદીય લયપદી જ, દેવિ, તારતો. ૧૪

## કવિતાની અમરતા

(પૃથ્વી)

વધે તિમિર, શૈલશૃંગ બુરખા ધરે મસ્તકે,
સરે દ્યુતિ જલોતણી, તરુ છવાય સૌ કાંઠડે;
હુલાસિ મધુરા જ જાય શમિ સર્વ કલ્લોલ તે,
નિકુંજ વનરાઇ શી મુખર, રે બને મૂક તે;
ગઈ દ્યુતિ ઉડ્યા ખગો, ગતિ વિલાસ લીલા અદા
મુલાયમ બુલંદ તે સરસ ગીત જે એકદા
સુરૂપ પ્રતિ એક, મોહક વિશેષ એકેકથી,
અહો ગત શું તે થયાં, શું ફરિને સુણાવાં નથી?

નિશા પછિ ફરી ઉગે દિવસ, ગ્રીષ્મ વાંસે વૃષા;
અને ભુલિ અહં જુવે મનુસમાજકેરી દશા
જુવે છ દગ તે જગે યુગ રસાળુ સૂકાતણી
ક્રમે ભરતિઓટ ઓટભરતી તણી બેલડી.

ન મૂક કવિતા થતાં કવન મૂક આ પેઢિમાં
અહં વિસરિને જુવો :— કવિ યુગે યુગે નૌતમા. ૧૪

ઈ. સ. ૧૯૨૩

# મહાસર્ગ'

## ગુલબર્ગી

સ્વપ્ન તો ય ના ખ્વાબ કેવલ,
સત્ય તો ય ના કઠોર ભૂતલ;
ઐતિહાસિક આજની ને ભોંયપર
પણ અ-ધર પ્રાસાદ એ તો કાલ-પર;
મ્હાલતો ધરા 'થ દીપતો ઉડંત અંબર.
મન હરે વૈવિધ્યભર ઉપવને પરિસર;
વિતત તોય સુખે જ નેત્ર નિહાળતાં.

નરનાર વિરલ વિરાજતાં, કૃતિઓથિ પોત પ્રકાશતાં,
નિજ હોડ માટ મૃગેન્દ્રથી મૃગટો સમાન મથંત અંદર.

પ્રતિબિંબતો ત્રણ લોક, તોયે લોક-પર,
ઉત્તુંગ શિખરો વ્યોમ લીહિ ઘુસંત ઊપર!
જો નયનભર! જો રસિકવર! જો કલાધર!
સ્પષ્ટ વર્ણાકાર એહ જિવંત, જાય ગણી અગર?
દરિયાગગનને નીલશુભ્ર ત્વલંત પાદર! ૧૪

૨૫-૧-૧૯૪૨

# સાચો કવિ

વસંતતિલક

આત્મીય ભાનતણિ વૃદ્ધિવિશુદ્ધિ થાતાં
'સૂકૂં લિલૂં કવિપણું વિલસે કદાચિત્;
સાચો પરંતુ કવિ તે કરુણાર્દ્ર શાંત
જે લાગણી અગણુ બંધુ તણી લહે છે,
તેને ચગાવિ ગગને રમતી મુકે છે,
ને શુભ્રશીત દ્યુતિએથિ ઉરો રસે છે.

શાસ્ત્રીય જ્ઞાનતણિ વૃદ્ધિવિશુદ્ધિ થાતાં
લીલાં સુકાં સરજનો વિલસે કદાચિત્:
સર્જે પરંતુ કવિ તે વર કાવ્યસર્ગ
જે સારવી અગણુ બંધુતણા વિચારો
તેના સજીવ નરનાગ્નિ મૂર્ત્તિવાળાં
વૃત્તાંત સંકલિ શકે રસઝર છબીલાં.

આત્મીય ભાન નવ, શાસ્ત્ર બુઝે ન જેને;
કવનો ન રે લવન કેવલ કંઠ તેને. ૧૪

## અનંત પ્યાસ

પૃથ્વી

મ્હને ચુમવું, વ્યોમ, ત્હારું અતિ દૂર ઊર્ધ્વોચ્ચ એ
દિસંત ન દિસંત ઊર : વદ, ચૂમવા દેશ ને ?
વદંત ન વદંત એહ. વધતા પ્રકાશે ’નિલે
થતો ગરમ તેમ શીતલ ઉડું છ પ્યાસી દિલે.
અને અનુભવૂં છ સંશય, ઉડાતું આ કે નહીં ?
સમીપ લવલેશ વ્યોમઉર તો જણાતૂં નહીં :
ઉડું છ ત્યમ દૂર દૂર શું નભે ઉડંતૂં સહી ?

યદા ઉડવું છાંડિ હૂં ઉતરિ જાઉં પાછો મહી,
સરંત ’ભિસરંત એ મુજ પુઠે શું આવે ચહી ?
ઉડું ઉતરું વેળ વેળ, વળગ્યો મ્હને નાદ એ,
તપૂં ઠિજું ઠિજૂં તપૂં, વધત તેમ ઉન્માદ એ !
ન દૂર ન સમીપ એ ! નહિ જ દૃષ્ટ અદૃષ્ટ એ !

મ્હને ચુમવું, વ્યોમ, ત્હારું અતિ ઉચ્ચ અતિ દૂર એ
જ્વલંત ન જ્વલંત ઊર : વદ, ચૂમવા દેશ એ ? ૧૪

ઈ. ૧૯૪૧

# સૉનેટ પ્રશસ્તિ

મુક્ત પૃથ્વી

કલા ફુલડું નાજુકે બદન, માર્દવે મસૃણું,
સુવાસ તણિ માધુરી, દલ દલે કુમાશે સિંચી
સુદા, ચિત હરે ભરે મગજ સૂક્ષ્મ રિદ્ધી ખચી :
ભલે ન ભડ કાય, સુંદર તું તો અણુ યે અણુ.

અને વિવિધતા અનંત તુજ : ના ભુમી ના હવા,
વિકાર ઋતુ આભનો નવ, પ્રભા ન છાયા ન વા,
'તુકૂલ નવ જેહને તુરત તૂં બની જાય ના,
ખુબી સુરખ જેહુ ના તુરત બિંબિ અપનાવ તૂં :
છટા ગુણુ સુડોળ ઝાંય, ફુલસૃષ્ટિએ ના મણા,
તમામ ઝડપી સ્વયં સહજ રાજ તૂં, મ્હાલ તૂં.

અને કવિઉગાડ્યું તૂં કુસુમ, શબ્દ લય સાધને,
કલાસલિલસિંચને, મનનને અભૌમેન્ધને,
ધરે જ ગુણુ એક, જે ન કદિ ભૌમ પુષ્પે વસે,
— વિલાતુ ખિલતાં જ એ : અમર તું, સદા યે લસે ! ૧૪

ઈ ૧૯૪૮

# મર્જક કવિ અને લોકપ્રિયતા

સુનર્મી

જુવો ઉઘાડું છે કમાડ, જાવ જ્યાં રુચે,
સ્વપ્ન બિંદુ યે દયાનું ના ખપે હું ને,
ખિલો ત્હમે ઉછાળતા અજબ છટા ઉચે,
સુંદરી, વહો વરેલ પંથ સ્હાવ તે ક્રમે,
રહો સ્વતંત્ર, એ જ પ્રેમતૃપ્તિ દ્યો હું ને ત્હમે

સાંભળ્યૂં હશે ઘણ ય જે બખીલ ને
અસૂયકો શું થી રહ્યા વિરુદ્ધ દાસની,
શ્યામ બીજ એ ઉદાર કાળજે મરી
કરે કઠોર સૌમ્યને, સખેદ વા સવીલને,
પ્રેમને અસહ્ય તે પ્રિયે, ન પ્રેમ ઝુમરી,
સ્વતંત્ર આવિયા, સ્વતંત્ર ત્યાગવા અમીવને,
જુવો ઉઘાડું છે જિ દ્વાર, જાવ જો જવૂ જ નીસરી

શબ્દ ના, ન કંપ લેશ, ચક્ષુ આય શી કળાય
દીર્ઘ પક્ષ્મ નમિતા? પરંતુ સુંદરી પધારિ ભેગિ જાય ! ૧૪

# પ્રતિધ્વનિ

મુક્ત પૃથ્વી

સુણાય રવશોર ચોતરફ રોજ નાના જગે
ઘુંઘાટ ગગડાટ, મર્મર મિઠા ઘનો વાયુના
ભયાનક વ મંજુ સૂર નદ સિંધુ ખીણે નગે,
જલ સ્થલ નભે અસંખ્ય રવ જીવ ને જંતુના
મહીં કરુણ ને જિતે ધ્વનિ કદાપિ આનંદના.
પરંતુ સમુદાયમાં ઉભરતાં જનો જ્યાં ઢગે,
તિહાં ચડસવ્યાકુલા જડ વિલાસમોહો ચગે.
બસૂર અહ કારમા ભિષણ ઘોષ શ્હેરો તણા
મદાંધ ગહિલા અરે દનુજિ રોષ ખારે ધગે

તિહા વિગલ જીવ સૂરદરિયા થકી માધુરી
વરી, રતિરસાર્દ્ર અર્થ સહ પૂરતા વાસળી
સુણે, મધુરતા પિતા મધુરતા જ પાતાં અને,
સુધન્ય ઘડિએ અહો મધુર ગુંજનો સ્વીય એ
ઝિલાઇ પ્રતિગુંજતા પ્રિયતરા અવર વાદને. ૧૪

## પ્રિયા કવિતાને સર્જક કવિના અંતિમ બોલ

મુક્ત પૃથ્વી

કિશોર વયથી, પ્રિયે, હૃદય મુગ્ધતાએ હર્યું,
તુંને રિઝવતાં હું તૂંથિ અધિકો થયો રીઝતો,
વિકાસ તુજથી હુંયે સહજ થૈ ગયો વિકસતો,
ન તેં ય મુજ કોઇ લક્ષણ સલીલ જે ના ધર્યું.

રહ્યા કર કરે ગ્રહી, પદ પદે ચગ્યાં ડોલતાં:
વિષાદ, ઘન ઘામ, ઠંડક સુખાનિલોની વળી
સહ્યાં ઉભય કંઠ કંઠ યુગલે ભુજા સાંકળી:
દ્વયત્વ સર્યું વીસરાયું, દૃઢ જામિ ગૈ એકતા.

પ્રિયે, ન કળું ક્યાંથિ તૂં મુજ પડી ગઈ લોચને,
કળૂ નવ વળી શિ રીત અધિકાધિકી જીવને
ભળી પિગળિને બની તું મુજ જીવનૂ જીવનઃ-

જઈશ ઉડિ તૂં હવે? ન મુજ જોર ત્હારી કને;
અતૃપ્તિ પણ તેં ન લેશ ઉણપે ન રાખી અને:
કહૂં છ બસ તૂં જતાં-વણસશે જ આ કેતન. ૧૪

# બે કવિવર

મુક્ત પૃથ્વી

કર્યાં કવન કેટલાં નવ ગણો, કર્યાં તે જુવો.
અને અવરનાં સમીપ ધરિ દ્યો, ભલે શ્રેષ્ઠનાં.
કલા ? ભભક ? સાર્થતા ? રસ ? કુમાશ ? ઔચિત્ય ? ને
અવર્ણ્ય અણુનામિ તે અમરતા પરા, સિંચઈ જે
સુદીન પરજીવિ દુઃખિ અણુ કેરિ યે વાણિમાં:–
નહીં ચડતિ એથિ કોઇ કૃતિ શ્રેષ્ઠ કવિમાં ય તે
શકે જણવિ કોઇ, લાખ કરતાં ય તે દાખડા.

કરી રહું કલાપિ કાન્ત તણું આટલૂં ગૌરવ,
ન છૂં અગર કે અજાણ ઉભયે હતાં જંતુડાં,
અસંખ્ય મનુજો સમાં, અવર સર્વ વ્હેવારની
અનંત લઘુ મોટ વાત વિગતો વિશે : જેહુથી
ભર્યાં સભર આપણાં જિવન જંતુડાંનાં સદા.
ત્હમે કવિ સ્તવી રહો અવર – નર્મદો, ન્હાનલ,
નૃસિંહ, દલપત્ત, બાલ: સ્તવું વંદું હૂં આ જ બે. ૧૪

૧૯૪૮

## કાલિદાસ

મુક્ત પૃથ્વી

મહાકવિ તું કાલિદાસ: તુજ મુક્તકોની પ્રભા
છટા મધુર ને સદાસરલ વાસ્તવે વર્ણવે
પુલો, કિસલયો, લતાતરુવરો, નદી પર્વતો,
સુધાધવલ મ્હોલ જ્યાં જળહળંત રત્નદ્યુતિ,
વનો નિબિડ અસ્ખુસૂલ, નગરો જનાકીર્ણ, ને
સુરો, ઋષિકુલો, સુધર્મછડિદાર રાજર્ષિઓ!
મહાકવિ તું કાલિદાસ, તુજ કલ્પના–અપ્સરા
અગોચર કરે છતા કંઈક ભાવ શ્રદ્ધારસ્યા;
વળી સ્થલ કથા પ્રસંગ વિગતો વિભિન્ને ય તૂં
અનંગ શિવ–પૂતનૂં અજબ સંકટો જીતતે
તવાઇ તપથી થતું અમર સત્ત્વ, નરનારનૂં
સુકાવ્ય કવતો સનેહરસસિદ્ધ અદ્વૈતનૂં!
નથી ફિકર લેશ ભાવિ તણિ માનવીજાતિના
રચે યુગલ ઐક્ય જ્યાં લગ અનંગ અદ્વૈતનાં.

## પ્રાતઃસ્મરણ

[ પૂરું થવા આવેલ છે તે "પિંગળશિક્ષણ"નું મંગલાચરણ ]

મિશ્રજાતિ

માધુર્ય સૌન્દર્ય સહે અનંત
અતકર્ય લીલામય ભવ્ય લાઘવો,
હે દેવિ, રાચો પ્રકટી પદે પદે,
કંઠે, કટાક્ષે, મુખના મરોડે,
ભ્રૂસ્પંદ ઓષ્ઠોનિ અદા, કટીની
છટા ત્રિભંગી થકિ, પ્રૌઢકોમલે!

વર્ણી વર્ણંતૂં, ગણમાત્રા ગુંથંતૂં,
આ શાસ્ત્ર વાંછું અથવા સુરેખ,
આ અંજલી ભીખત આર્ત કંઠે
ત્યા અર્પું, વિઘ્નો તરિ, દોષ ખામિ સૌ
થકી બચી, ઇચ્છિ ફલાપ્તિ સદ્ય,
માયા ત્હારીએ, થયો વૃદ્ધ તોયે,
ત્હને વલ્લભે! નિત્ય ઉષાનિ ઝાંયે,
સોલ્લાસ આ લેખણ જ્યાં ધરૂં કરે! ૧૪

## આઝાદી દિન : સૌ રૂડું જેનો અંત રૂડો

શાર્દૂલ૦

સામ્રાજ્યો ઝઘડ્યાં, તિહાં બલતુલાક્રાંતી થઈ એહવી
ન્હાનેરાં કંઇ ઊથલી ભુંઇ પડ્યાં, ને મોટ જામેલ બે,
ધીંગાં બે સુસમૃદ્ધ મિત્ર કુમકે જો કે રહ્યાં ન્હાવ છે
જેજેકારતણા, થયાં છ અરિના ઘાભીંગજોરો થકી
એવાં જર્જર માંડ છે શ્વસિ રહ્યાં નિઃશ્વસિ રહ્યાં હાંફતાં,
ને આયુષ્ય ટકાવવા દઈ દઈ દા' ટૂંકડા અલ્પધી
આપોપૂં નભવ્યે જતાં, અધમુવાં શાં રાતદી કાંપતાં!
આ સંજોગ અપૂર્વમાં જુનિ ધરાઓ 'નેક ચંપાયલી
કોટિકોટિ પ્રજા કરે સર ઉંચાં, દાસત્વ ઊસેદતી,
લંકા, મીસર, મૂર, હિંદ, હબશી, બર્મી મિયાં કોરિયા,
આઝાદી રળિયાં, રળે, રળિ જશે, આ ક્રાંતિ પ્હોફાટમાં.
હર્ષે એમ ચગે કિશોર, મચતા લલ્કારનૃત્યે યુવા,
પ્રૌઢો ચિંતવતા ગભીર બનિ જે ચેપી થ એ રંગમાં,
—આઝાદી બલહીનની જ સમણું—ઓહ્!
ઓહ્ કારમા અંતમાં! ૧૪

ઑગસ્ટ ૧૫, ઈ. સ. ૧૯૪૭

## ગાંધીજીની પાકિસ્તાને ચઢાઈ

પૃથ્વી જાતિ

નવી ફુરજ એક થકિ એક ઉગ્ર તૂં તો દિનોદિન વરે,
અશક્તિ વચની, વિરોધ ઇસમી ન સંધીય લેખે ધરે;
અસંખ્ય તુજ ચેલ ચેલિ થઇ દિંગ
થંભી જતાં જ્યાંતિહાં,

વિપક્ષિ પણુ નેકદિલ વદત,
"રે ! ન હચો આવડાં જોખમ !"
અને જગત સર્વશઃ પલકહીન ન્યાળી રહે આ ગમ
કરે શું તનયષ્ટિ ગામ પર ગામની ધૂળ આ ખૂંદતાં,
— વિરોધિ જનતાબ્ધિ મોજ પર મોજ
શી શાંતિથી સેલતો,
મનસ્વિ ! બસ બંધુતાકવચધારિ,
વૈરી તણો યે દિલોજાં ખરો.
અપૂર્વ અતિ ધાડસી ટહલ આ હરાવે કવીવાણિને;
અકલ્પ્ય, દગ તોય આમ હરતા અનામી જ સ્ફુલ્લિંગને !
કહે કવિ શું 'વીર', શૂં 'શહિદ',
શૂં 'મહાત્મા', 'પિતા' શૂં, 'વડેરો' જ શૂં ?
વૃથા જગતવાણિ માત્રનિ તમામ 'લંકારરિદ્ધી ન શૂં ?
ચહે ફકત બંધુતા; ન વચને; ભિખે સક્રિયા બંધુતા:
લહે અભય શાંતિ સર્વ સુખ શીલ, જ્યાં બંધુતા. ૧૪

# ગાંધીજીની શહીદી

[ પંડિતજીની નઅોવાણી: ૩૦-૧-૧૯૪૮ ]

પૃથ્વી

૧

સુહૃદ્-સહપ્રવાસિઓ, બુઝઈ જ્યોત. યાત્રા પથે
પડ્યાં તિમિર ગાઢ, ના કળિ શકાતિ એકે દિશા.

ન જાણું શું કહું, કહું કયમ, – સિધાવિયા બાપુ, હા!
ગયા પ્રિતમ સંધવી, પિતર ભારતી સંઘના,
ગયા થઈ ગયા વિલીન તલહીન શૂન્યોદધિ!
—ન જાણું મુજ વેણ વા વિતથ, તો સમારું કયમ!

અરે જ દગ આપણી નહિ જુવે રહી'તી યથા
નિહાળિ વરસોથિ તે મૃદુ શિવંકરા આકૃતિ,
પદાંબુજ જ જેહને ઉરવ્યથા બધી ઠાલવી,
હથેળિપરસે અમીમય, ભલી સલાહે ઠરી,
નિરાંતદિલ આપણે વળિ ભવે હતા જૂતતાઝૂઝતા.
અહો શિર પડી મહાવિપદ આજ બાપૂ જતાં,
નહીં ફકત આ શિરે, અગણુ હિંદના શિર પરે!
ન રે કશું વદાય જેથિ હળવી બને એ રતી! ૧૪

બુઝાઇ ગઇ જ્યોત એમ ઉચર્યો હું, તે તો વૃથા.
અમર્ત્ય અપરાવલંબિ અલઘુપ્રસર જ્યોત એ
ઘણાં વરસથી ઉગી અવનિએ હતી આપણી,
ઘણાં વરસ એ હજી જગભરે રહેશે ઝગી,
અસંખ્ય દિલને રુડા વિતરતી દિલાસા સદા,
અસંખ્ય દલિતો, અનેક ગણ દાસ્ય પંજર પુર્યા,
સમુન્નયન પંથ સૌમ્ય ઉદ્બોધતી સર્વને.
અછૂત ખટકોટિ હ્યાં કર સહાઇને ઉદ્ધર્યા,
ગુલામિયત હ્યાં કરી ભસમ સાત્વિકે પાવકે !

ગુલામિ અહિંની થઈ ભસમ તેહ યજ્ઞે ભળી
કણી જડ, ટળી ન તેહ, ભડકા ઉઠ્યા તેહના.
અને અગણ બ્હેનબંધુ એ અનલકોપ ભખ્યેં જતો
નિહાળિ કુદિયા જ એ ભડભડાટ માંહિ સ્વયં !
કયો તરુણ જોબને જંઇફ આહવાથી ચડે ! ૨૮

શમાવિ દિધ દાહ ! તોય પણ ઘોર ક્રૂર એ આસુરી
વિનાશક શિખા તણા ખુદ બની ગયા ભોગ એ !
અહો શરમ ! હિંદના મુકુટમૌલિનૂં યે નહીં
થયૂં જતન ! રે થયૂં જતન ના અસંખ્યાતનૂં
પડ્યા બલિ જુવાન વૃદ્ધ શિશુ આતશે ઘોર એ !
રહી છ હજિ એ, વળી ઝઝુમતી બિજી યે વિપદ્.
કરીશું સહુનો ય હિંમતભરે સુદૃઢ સામનો,
ચળીશું નવ બાપુના સદય સૌમ્ય નયબોધથી.
નથી જ બલહીનનો અથ ચ બાયલાનો નથી
પવિત્ર પથ બાપુનો, નથિ ય ક્ષુદ્ર હૈયા તણો.

ન ક્ષુદ્ર સહ ક્ષુદ્રતા ઉચિત ચિત્ત સમુદારને,
ન સાધન મલીન લેશ ખપતૂં કદી બાપુને.
નથી ચળવું આપણે ય પ્રિય બાપુની સીખથી,
લિયો શપથ પંચભૂત વિભુતી સમક્ષ આ બાપુની ! ૪૨

# શ્રી જવાહરલાલ નહેરુને અમેરિકાની અંજલિ

પૃથ્વી

મહાન સપરાણુ સૌમ્ય સાત્ત્વિક વિનમ્ર, સલ્લાગણી-
ભર્યા જગદવ્યાપિ દીન જનના સમુદ્ધારની !
પ્રસન્ન વચનાવલી શિતલ કૌમુદીબ્હેન શી
વડે અમ રમામદીલ વતને સુધાઝર્મરે
અપગ્રહ ધ્રુવા ત્હમે પદ ધર્યો જવાહર ભલે !
નિખાલસ જબાન પાક જિગરે પ્રસૂનાવલિ
ફિરો વિકિરિ ર્‌હો તિહાં વળિ સ્વયં સુવાસાર્દ્ર શાં
રહે છ પ્રસરી અનેક સ્મરણો ત્હમારા ગુરુ
જગન્નમન પાત્ર તે દલિતબંધુ સેવાવ્રતિ
તપોધન મહાત્મ પુણ્યનિધિ હિંદ બાપુ મોહન તણાં
થતાં સજિવ ઓપતે તમ અનૂપ ભક્તી રસે !
જવાહર, ત્હમે જ ભારત ભુમીનિ આશા વડી,
'યુને' જગત શાંતિ સંઘ ભવને મહાસ્તંભ છો :
જવાહર, ત્હમે જ વિશ્વ વિખવાદના અંતક ! ૧૪

## શ્રી જવાહરલાલ નહેરુને દુનિયાની અંજલિ

પૃથ્વી

જવાહર, હતું જવાહર કુટુંબ નેહરૂ તણું,
થયૂ લઘુ વયે જવાહર અશક્ત કોન્ગ્રેસનું,
તપસ્વિ કુંકિ પ્રાણ ને કરિ ટટાર કોન્ગ્રેસને,
અહિંસક નહે જવાહર દિપ્યૂ જ 'બાપૂ' તણું,
જતા સ્વરગ ગાંધિજી બન્યુ જવાહરં'ઝાદિનું !
જવાહર, જવાહરે વતન, હિંદનો માવમી,
સ્ફટીક સમ નૂર ત્હારુ વિમલાનુ ચોળે દિશા
લને અગક સૌમ્યથી ચમ્નિત દેશ આઝાદ ઓ,
વખાણુત, સહર્ષ અર્ઘ્ય અમુલા રહે અર્પતા
શિરોમણિ દિવાન મોટલઘુ નાખ્રૂ આઝાદના
સમોવડ લકને સ્વિકારિ બહુમાન ને ખાટતા
અને નમિ સ્મરી જ તૂ ગુરુતપોનિધી 'બાપુ'ને
ચડે નયન પૂર સંયમત તેહ ધૈર્યે વરે,
જગત્પ્રણિત અર્ઘ્ય એ ઉપહરે તુ 'બાપૂ' પદે ૧૪

## શ્રી જવાહરલાલ નહેરુની કફોડી સ્થિતિ

પૃથ્વી

જવાહર જવાન વીર, સાહસિક તૂં, તું ક્ષત્રોત્તમ,
પરંતુ ગુણ તે જ ખેડિ તુજ ઓર આ મોરચે !
મલેચ્છ અરિ ધાવિ હિંદિપયને જ પુષ્ટોત્તમ,
વિદેશિ ભુલવ્યો નચે છલબલિષ્ઠ સત્તાધરે
વદે, "નવ હું હિંદિ – હૂં બડયશસ્વિ ઇસ્લામના
સર્જૂ યુગ ફરી અહીં, વતનભોમ મુજ આ વરે;
નિશાન મુજ 'પાક' એ, જિવન શૂ અવર માહરે !
જિવૂં સહિ વતેજ એ, જિતું ન – તો ભલે કુલ ફના !"
મળ્યૂં ય ન મળ્યૂં મુરાદ હતિ તેટલૂં જયાહરે,
અતીસ ઉકળી દિલે અસલ બર્બરત્વે ઠરે;
દિયે વચન પાળવા પણ જરા ઇરાદો ન તે,
નિરંકુશ દુરાત્મ ખૂન લુંટ માંહ્ય ઉન્મત્ત જે
રહી અલગ તમને સદર છૂટ આપી દિયે :

અહિંસકવતી જવાહર,
ફસ્યો તૂં અરે ઓર આ મોરચે ! ૧૪

## ભક્તોને હાથે મહાપુરુષોનાં ખૂન

વસંતતિલક

ગોડ્સે, વધેયું તન તેં ખખળી ગયેલું
વાર્ધક્ય લાંઘણ અનેક થકી ઘસાઈ
ને સારિ આલમ તણી ફિકરે તવાઈ
જે શેષ (જાણું નવ કેમ) ટકી રહ્યું'તું.
ગોળી પરંતુ પછિ તાહરિ ભક્તવૃંદ
લક્ષાવધી મધિ રહ્યો નિશદી અશાંત
નિઃશેષ ખૂન કરવા અહ તે અદ્દંદ
સાચી વિનમ્ર હૃદયાર્દ્ર પ્રમાનતાનું,
સત્યે અધિષ્ઠિત ધૃતી અભયાત્મિકાનું,
પ્રેમોચ્છલંત, જનસેવ વ્રતે લસંત!
ભક્તો ન, મોહન, પ્રિછે તવ એહ દીપ્તિ
વાટી છુંદી કચરઘાણ જ ગાડિ દાટી,
માટે રહે વિગ્રહિ અંધ રમે જ અર્ચી
એ નામની અસત પોકળ દેવમૂર્તિ! ૧૪

## આપણાં વર્તમાનપત્રો—એક પ્રશ્નોત્તર

પૃથ્વી

‘ન આ શું કવિતા?’ ‘કહ્યું જ નવ એ કદી આ મુખે.’
‘નકાર્યું શિદ તો પ્રકાશન?’ ‘અહો! શિ ઝાળે ધગે!’
અમે ય નરમાશ દુર્બલ સદા ન સ્વીકારિયે,
અમે ય ઇસલામિ નવ્ય અરિ ખારિલા માનિયે.
પરંતુ અમ પત્ર માટ નય સૌમ્ય પાળું અમે;
ઘસાતું ન અહિંસ બોધ પ્રતિ વેણ ઉચ્ચારિયે,
તપે અગર મુસ્લિમો કશું જ એવું ના છાપિયે,
—સુરેખ હદ જોડમાં રહિ પ્રજાહિત’રાધિયે.

‘અને કવન વિશ્વવિગ્રહ વસુંધરાકાંતિનાં
સમસ્ત જનતા તણી વિપદનાં ય છાપ્યાં ન કાં?’
‘કબૂલ થઈ ભૂલ એ, પણ જુવો નિ, એ કાળ શો
સચિંત વસમો હતો! “ટળ અરે તું અંગ્રેજ”નો
મહાધ્વનિ હતો બધે ગરજતો, ઘુઘવતો હતો.
તદા ન કશું બાહ્ય હિંદ સુણશે, ભ્રમે એહમાં.’ ૧૪

પૃથ્વી

૧

મહાન બનતા બનાવ ન કદી બન્યા સાંભળ્યા,
ન જે અતિમહાનુભાવ સુહૃદે ય કલ્પ્યા કદી.
સુથાપિત તજે હકૂમત ખુશી ખુદે હાકિમ,
લિયે વતન એ ચિ ફોજ સામ્રાજ્ય જિત મુલ્કથી
મહાન લઘુ રાજ્ય સર્વ, નવ હોય સુગ્રોત્તમ
અકિંચન લખેશરી હય સમાન, કૌટુમ્બિ શા
મળી સહ, તિખીમિઠી વચણ્લ્હાણ સાથે, નય
વિશુદ્ધતણિ આણ, ને રણુસમાપ્તિ, સત્કાન્તા.
અરે અધિક તાજુબી,— કણ ન, વસ્ત્ર ના, ઇધ્મ ના,
પ્રજા અગણ ઠેર ઠેર વહિ રહે યમાસ્યો ભણી,
સમૃદ્ધ જનતા ચહે છ અડપે સમુદ્ધારવા,
દઈ નિજ મતા, વિલાસ નિજ છાડિ, હેતાળગાને શુ ય!
હિતાંધ હત જિષ્ણુનાખચિત શૂ યુગો આથમે?
જગે શુ જનતાસનેહનતિ સૌમ્ય ઊગે યુગો? ૧૪

## યુગપલટો

પૃથ્વી

૨

ઉગે શું જનબંધુતારત સમુન્નતીના યુગો?
તયાર કરિ દીધ છે ઉચિત ભૂમિકા શોધકો
તણી શતક ચારની સતત શાસ્ત્રપ્રવૃત્તિએ :
હવે જન અસંખ્ય ચાહ્ય થળ જે જવૂં જ્યાં થકી
તિહાં જઇ શકે છ તુર્ત વણ્જોખમે, સ્હેલથી;
હવે નવ પરાયું કોઇ થળ કે પ્રજા કોઇથી,
કુટુમ્બિવત છે બધાં નિકટ સૌનિ ભૂમંડળે.
કુટુમ્બિવત નેહમાં વધશું આમ સામીપ્યથી?
શું કે નિકટતા બને અટળ દ્વેષ કેરી જનિ?
થયો છ યુગ ભૂત તે જગતવ્યાપિ રણ ઘોરનો
મળ્યા મળિ રહ્યા તિહાં યુગપિછાનતા અગ્રણી?
નવે યુગ નવા ઉપાધિ, શુંચ કોયડા સૌ નવૂં;
થશે પ્રકટ એ કશાથિ નવ હારતા માલમી?
જુવાન નરવંશના, યુગ પલાણશો કે નહીં? ૨૮

૧૯૪૭

## ભાંગલું ભરૂચ

મુક્ત પૃથ્વી

ભરૂચ, તુજ રાક્ષસો, રઘુયદ્દુકુળો હૈહયો,
મુરાન્વયિ, સુનાનિઓ, ક્ષતરપો, હુરોપાસકો,
પિશાચ, વળિ ગુપ્ત, વાલભ, અરબ્ મહારઠિઓ,
ગયા ભુસત એકમેક, પુરનર્મદા શા વહ્યા,
ઉગ્યા ક્યમ, ટક્યા શિ રીત, ન કળાય શાણે શગ્યા.
સદાસુહત નર્મદાસુત તું, અર્ણવાધીન તું,
વણઠગે ન્હાલ હે,
નમ્યૂં તું પાટણધણી, પ્રણમ્યું દેહ્‌લિસુલ્તાનને,
અહમ્મદ, અકબ્બરે, ડચ, ફિરંગિ, ઈંગ્રેજને.

ગુણાઢ્ય તુજ કથક શ્રેષ્ઠ, તુજ સૂરિ હીર અકબર્ગુરૂઃ
—ન સૂક્ત નવ મંત્ર એક એ વિભુતિના અવરના ય કે
ઉતારિ દિલ હૃદ્રસાપ્લવનથી અમર સંઘર્યાઃ
ન એ પગલિથી દિસે પુનિત ક્યાં ય ત્હારી ધરા.
પુરાતનવરિષ્ઠ, કાલકચરેલ તૂં ફરિફરી,
સુદીર્ઘ તુજ આયુ કાલન્વિત સોહ્યું નૈકે ઘડી. ૧૪

## અમદાવાદ

મુક્ત શાર્દૂલ૦

અમ્દાવાદ 'હરામજાદ' કહિને રાચ્યૂં પુરાણું સુરત,
હાજી બંદર, મૂઘલાઈ વિભવે મોજે હતૂં મત્ત જે,
'સેનાનૂં' નિજને કહાવિ ફુલિ જે હીણાયલૂં વાગ્દગે.
દૈવે સોનુ હર્યૂં તમામ ઝટકે સહ્યાદ્રિપોલાદને,
મુંબૈ બંદર ખીલવ્યૂં ચગવિયૂં આંગ્લોજમે કૌશલે,
પાછી એ કહિ ના થશે "સુરત સોનાની ઝગંતી મૂરત!"
અમ્દાવાદ રળાવિયૂં ગિરણિઓ રણછોડલાલ્ 'રૂહેંટિયે,'

વિદ્યાજ્યોત જગાવિ દક્ષ કિન્લોક્ ફાર્બ્સેં હિતેચ્છુવરે.
ભોળાનાથ, મહીપતી, દલપતી બીજા ય પેદા થયા
ને આવી મળિયા ધુરીણ સપુતો, વ્હેવારુ કાર્યે ધપી,
સેવી ફર્જ પ્રસાધિ જે પ્રગતિ, ને આકર્ષિ જે મેદિની,
તેથી વ્હે અહિં આવિ શીલ તપસ્યા સેવા અને બંધુતા –
ના માહાત્મ્યનિ મૂર્તિ મોહન સ્વયં, સાભ્રાતટે ઊર્જિત
આવ્યા હ્યાં જ બનાવ્યુ રાજપુર
આ ગુર્જર પ્રજાદેવત! ૧૪

# પ્રીતિના સ્વાતંત્ર્યહેલા

મંદાક્રાન્તા

પત્રો ત્હારા ગત સમયના સ્નેહઆલેખ વ્હાલા
જોતાં આજે કઈં કઈં પ્રસંગો ફરીને રમાળા
દેખૂં તાજા, અનુભવું ફરી મસ્ત મીઠી જવાની,
ને કૈં વેળા અધિક જ લહૂં પ્રીતડી એ પુરા-ની.
એ તો પેલા કુશલ કપટી કાલ કેરી જ લીલા,
બાકી 'જાણું' વધઘટ કલા સ્નેહ ને ચંદ્રમાની
પક્ષે પક્ષે થતિ હતિ તદા, સર્વદા ને થવાની.
આઘા જૈશૂં, નજિક વહિશૂં, નાચશે નેહદોલા,
લોહીશંથી વગર બનિયૂં સખ્ય સ્વાતંત્ર્યહેલા
લેશે મોટા, તદપિ નવ હૈયે વસે લેશ ભીતી
કે કો કાળે તદન ડુબશે આપણી પ્રીતિકીસ્તી.
જાણું દરિયે અનુકુલ ન સૌ લોઢ વાયૂ કિનારા,
જાણું ગેબી પડતિ વિજળી કારમી કોક વેળા :
એ સૌ ભાવી સ્થિર મન ઉરે વામવૂં સાથ વ્હાલા ! ૧૪

## ઘણે ઘણે વર્ષે

પૃથ્વી

સખે હૃદય, કાં ગયો ? જિવન એકલૂં ધૂળ આ;
ન કાંઇ સુઝતું, ગમે નવ કશૂં, કળે ના વળે,
સ્મૃતીસલિલ બંધિયાર જલ શાં કુગે આવર્યાં,
મનોહરતરંગિ જેહ હતું તાજું 'નુભવ્યૂં તદા,
અકારું કડછું અપેય અનિયૂં કશૂં તે અરે!
નવૂં ય કશું ના રુચે : જગત બાધું નિસ્તેજ આ.

નિહાળું મનુજો ઘણા ય નિજ જોડ ખોતાં રુવે,
ઘડીક પશુ શા બરાડત, દયા બધે ભીખતા;
પરંતુ સટ ભૂલિ જે જુનું, નવે કશે વળગતા.
શુની શુન રતે રતે સુરત જેમ વ્હાલે નવે!
સપાટિ પરના અનેક પ્રણયો દિસંતા ભવે,
— કિહાંથિ લવ નેહસાર ભટકંત હૈયે ઝવે!
સુખો વિવિધ રે વિચિત્ર જડસાતણા, એ કિહાં,
થતી મુજ પુરાણ પ્રીત ભવવૈજયંતી કિહાં! ૧૪

# એ ત્રિપદ સૂર

મન્દાક્રાન્તા

'બાપાજી!' એ ત્રિપદ સુર સૌ નૌજુવાનો સુણે છે,
કાલા કંઠે પ્રથમ ઉચરાતો મિઠો માણિ લે છે.
વ્હાલી ચે એ પુનરપિપુના શીખવી રંજણાવી
ઉલ્લાસે છે પ્રકટ રહસિ સ્વામિને સંભળાવી.
કાળે કાલાં રટણ બનતાં છેક સામાન્ય એ તો,
પુત્રોપુત્રી વધિ પડિ અકારાં ય શાં લાગતાં જો!
માયાવી એ ત્રિપદ સુર લીલાવધી ત્યાં કરંતો
કાલા કંઠ ત્યજિ અવનવી મીઠપો મેળવંતો :–

બીજે જન્મી ઉછરિ પર છત્રો તળે પુત્રિ પુત્રે
પુત્રોપુત્રી નિજ કર દઈ, સાંધિ લે ધર્મસૂત્રે,
વંદાવે છે નિજ સહ, અને સંભળાવે ઉમંગે
'બાપાજી!' એ ત્રિપદ સુર સસ્નેહક્રીડાતરંગે :
'બોલો મોટે વડિલ સટ તો સાંભળે', એમ ટોળે
મીઠો કેવો ત્રિપદ સુર એ વૃદ્ધનાં શ્રોત્ર ખોલે! ૧૪

પૃથ્વી

અહો ખુશનસીબ ! શિક્ષક હતો સુહૃત્સાથમા
તિહા નિરખિ શિક્ષિકા, દગ ઠરી જ એકેકની
સિડાઇ રહિ જીભ લાજજકડે તિહા બેયની,
પરસ્પર પરંતુ નેન હરદમ્ હસી ઊઠતા.
હમેશ સહકાર, ખેલ ટિખળે વિસામેય સંગાથથી
ગઈ શરમ, નેત્રનૃત્ય પણ કાબુમા આવિયા,
પિછાન પડતી ગઈ, પરિચયે પરસ્પર હળ્યા,
ફુટેલ ઝરણુ સ્વયં, સ્થિર પ્રવાહ ઝટ સાધિયો

વડીલ અનુકૂલ, ને વિધિ દિસે કુટિલતા ભુંચો.
કરે કર, ઉરે ધરી ઉર લિયો શપથ શાશ્વતી
રહો પગ ધરા જડયા, ઉરપતંગ ઊડો અન્ધર,
ભવાટવિ વિશે ય માનવ પરાગ ફોરો અવર!
પરસ્પર રસ સ્મિતે દગ રહો સદા ગજતી,
બનો દઢ પવિત્ર ગાઠ સુકુમાર પામી ફલો! ૧૪

## કુદરતપ્રતીક રેવા

પૃથ્વી

ગભીર ઘન અંધકાર નભભૂમિને છાવરે,
ઉંડો ઉતરિ મર્મ મર્મ જકડી લિયે જાડ્યમાં;
ભમે લઘુ મહાન ઝુંડ અવનીપડે કારમાં,
નભે ખગણુ વાદળાંકટક કૂચ શી આદરે !
તથાપિ ક્ષિતિજે લકીર લગરીક શી આ દિસે
જરાક ઉજળી અતીવ કમનીય રેવા તણી !
અને દૃગ મિચૂં, મહાપટ તણી તિહાં મોહની
રગે'રગ પ્રવેશિ સુંદર સુશીત શી ઉલ્લસે !

વિશુદ્ધ ઉગમે, પવિત્ર વહને, અહો કુદરતી
પ્રવાહ જલના સલીલ, મન ચિત્ત આત્મા વિશે
મુદા ભરિ શકે હજી ય તુજ ભવ્ય આશ્ચર્યકર
સજીવન સદા નવીન અમરત્વ, ત્યાં છો અવર
ભલો ભુમિનભે ભમે વિતરિ આશ બુદ્બુદ્વતી,
પરસ્પર ઠગી હસી "પ્રગતિ" આદિ મિથ્યા કથી ! ૧૪

## કુદરતની ગોદે

મંદાક્રાન્તા

ખટકંતું'તું રુધિર વહતું'તું કલેજું બિચારૂં,
બુદ્ધિ તેને પણ અવગણી અન્ય ગૂંચે ગુંચાતી,
ઇર્ષ્યા આવી છલકુશલ આ નીચતા ગુપ્ત તાતી,
— શૂં આ કોઈ ગત ભવતણું વેર લેવાતું ખારૂં
વા એ બ્હીકે દગ અવશ થૈ એટલૂં યે ન ભાળે
કે નિર્દોષે નહિ જ ઉપડે દંડ આ કોઇ કાળે ?
ભાગ્યો, મૂકી અધવચ અધૂરૂં બધૂં અસ્તવ્યસ્ત,
પત્રો, થોથાં, જનસદન એ, એ હવા એ કુંડાળૂં,
નીરાતીરે વિજન અડવૂં વાંઘથાળૂં વિશાળૂં,
તેમાં નીચો પટ શિતલ, ખટ લીમડીછાય સુપ્ત;
ત્યાં જૈ બેઠો, વિકલ ઢળિયો,—ઠંડકે શ્વાસ ખાતાં
કુદરત ગોદે ખટક શમિ ગૈ, ગૂંચવારા સર્યા ત્યાં.
આવ્યો મોડો
સીધો પ્હોડ્યો, નવ કળિ ગળી ગાઢ નીંદે નિશા તો,
ભાનૂ પ્હેલે
જાગ્યો બેલે, અનિલલહરે તાન મૃદુ આલપંતો. ૧૪

# કુદરતપ્રતીક રેવા

## પૃથ્વી

ગભીર ઘન અંધકાર નભભૂમિને છાવરે,
ઉંડા ઉતરિ મર્મ મર્મ જકડી લિયે જાડયમાં;
ભમે લઘુ મહાન ઝુંડ અવનીપટે કારમાં,
નસે ખગણુ વાદળાંકટક કૂચ શી આદરે!
તથાપિ ક્ષિતિજે લકીર લગરીક શી આ દિસે
જરાક ઉજળી અતીવ કમનીય રેવા તણી!
અને દગ મિચૂં, મહાપટ તણી તિહાં મોહની
સ્નેહરસ પ્રવેશિ સુંદર સુશીત શી ઉલ્લસે!

ત્રિગુણ ફગમે, પવિત્ર વહને, અહો કુદરતી
પ્રફુલ્લના સલીલ, મન ચિત્ત આત્મા વિશે
મુહી શકે હજી ય તુજ ભવ્ય આશ્ચર્યકર
સ્ફુરે સદા નવીન અમરત્વ, ત્યાં છો અવર
ભલે નિરખે ભમે વિતરિ આશ બુદ્‌બુદ્‌વતી,
પુકારે હસી "પ્રગતિ" આદિ મિથ્યા કથી! ૧૪

## કુદરતની ગોદે

મંદાક્રાન્તા

ખટકંતું'તું રુધિર વહતું'તું કલેજું બિચારૂં,
બુદ્ધિ તેને પણ અવગણી અન્ય ગૂંચે ગુંચાતી,
ઇર્ષ્યા આવી છલકુશલ આ નીચતા ગુપ્ત તાતી,
— શું આ કોઈ ગત ભવતણું વેર લેવાતું ખારૂં ?
વા એ બ્હીકે દગ અવશ થૈ એટલું યે ન ભાળે
કે નિર્દોષે નહિ જ ઉપડે દંડ આ કોઈ કાળે ?
ભાગ્યો, મૂકી અધવચ અધૂરૂં બધું અસ્તવ્યસ્ત,
પત્રો, થોથાં, જનસદન એ, એ હવા એ કુંડાળું,
નીરાતીરે વિજન અડવૂં વાંઘથાળૂં વિશાળું,
તેમાં નીચો પટ શિતલ, ખટ લીમડીછાય સુપ્ત;
ત્યાં જે બેઠો, વિકલ ઢળિયો,—ઠંડકે શ્વાસ ખાતાં
કુદરત ગોદે ખટક શમિ ગૈ, ગૂંચવારા સર્યાં ત્યાં.
આવ્યો મોડો
સીધો પ્હોડ્યો, નવ કળિ ગળી ગાઢ નીંદે નિશા તો,
ભાનૂ પ્હેલે
જાગ્યો ખેલે, અનિલલહરે તાન મૃદુ આલપંતો. ૧૪

## કીટ્સની ' બુલબુલને ઓડ 'માંથી

પૃથ્વી

અદીઠ તજિને ધરા તુજ કને છુપૂં કાનને
લપાઉં તરુ છાયમાં, તુજ સહે વનૌકસ બનું.
અહો કરુણમિષ્ટ ગાન તુજથી ભરૂં કાનન્ને!
અને વિસમરૂં જ છેક, નવ તેં કદા જે લહ્યું,
વિલોલ મૃદુ મર્મરંત બહુપત્ર તુજ માંડવે,
—વિષાદ, ઉરદાહ, 'હનિંશ ધગંતિ આ તાવણી
અહીં ભવ વિશે, સુણાય ડુસકાં જ અન્યોન્ય જ્યાં;
અહીં ભવ વિશે, ધ્રુજે પલિતમુંડ વૃદ્ધા જિહાં
અમિત્ર અસહાય રોગદુબળા બિચારા વૃથા;
જિહાં ઝટ ફિટી ઉડી સુરખ જાય જોબન તણી,
જિહાં સળવળંત ચિત્ત લગિરે ઉમળકે જ કે
ભરાય છવરાય ભાલ પર ભાર નૈરાશ્યના;
જિહાં નયનરોશની અચિર સુંદરીઓ તણી,
અને અહહ એકરાત્રિપરિમાણના પ્રેમ જ્યાં!

# શેક્સ્પિયરનું એક સૉનેટ

પૃથ્વી

નસીબ વિફરે, લિયે નયન લોક આડાં કરી,
બુરા દુખદ હાલને સહિ રહૂં ડચગે એકલો,
વિલાપ મુજ તીવ્રથી કનડું દૈવ બ્હેરો વળી,
નિસાસભર ક્રુદ્ધ ભાંડું વળિ ભાગ્યને આકળો;
સ્મરંત જન કૈંકને, ઘડિક તો અદેખાઇમાં
સ્વરૂપ ચહું એકનું, સુહૃદટોળિ બીજા તણી,
કલા, વગ, સુખો, સુખારામય ભાવિ અન્યાન્યનાં,
વિશિષ્ટ મુજ જે બધૂં ય રહું ખાસ તે તૃણ ગણી.

પરંતુ યદિ આમ જાત મુજ દૈવ મુજ નિંદતાં
સરે તું સ્મૃતિમાંહ્ય કે બનિ જતો જ ચંડોલ શો,
—ઉષા ભભકતાં જ ભૂમિતમ છાંડિ ઊડી ઉંચા
ઉજાસશુભ વ્યોમ ભવ્ય, પ્રભુસ્તોત્ર લલકારતો!
સ્મરે મધુર તાહરો પ્રણય, હૂં ધનંજય બનૂં,
ચહૂં બદલવા ન હાલ ધરણીધરોશૂં ય હું! ૧૪

પૃથ્વી

ગભીર ઘન અંધકાર નભભૂમિને છાવરે,
ઉંડા ઉતરિ મર્મ મર્મ જકડી લિયે જાડ્યમાં;
ભમે લઘુ મહાન ઝુંડ અવનીપડે કારમા,
નભે ખગણુ વાદળાકટક કૂચ શી આદરે!
તથાપિ ક્ષિતિજે લકીર લગરીક શી આ દિસે
જરાક ઉજળી અતીવ કમનીય રેવા તણી!
અને દૃગ મિચૂ, મહાપટ તણી તિહાં મોહની
રગેરગ પ્રવેશિ સુંદર સુશીત શી ઉલ્લસે!

વિશુદ્ધ ઉગમે, પવિત્ર વહને, અહો કુદરતી
પ્રવાહ જલના સલીલ, મન ચિત્ત આત્મા વિશે
મુદા ભરિ શકે હજી ય તુજ ભવ્ય આશ્ચર્યકર
સજીવન સદા નવીન અમરત્વ, ત્યાં છો અવર
ભલે ભુમિનભે ભમે વિતગિ આશ બુદ્બુદ્વતી,
પરસ્પર ઠગી હસી “પ્રગતિ” આદિ મિથ્યા કથી! ૧૪

## કુદરતની ગોદે

મંદાક્રાન્તા

ખટકંતું'તું રુધિર વહતું'તું કલેજૂં બિચારૂં,
બુદ્ધિ તેને પણ અવગણી અન્ય ગૂંચે ગુંચાતી,
ઇર્ષ્યા આવી છલકુશલ આ નીચતા શુસ તાતી,
— શૂં આ કોઈ ગત ભવતણું વેર લેવાતું ખારૂં ?
વા એ બ્હીકે દગ અવશ થૈ એટલૂં યે ન ભાળે
કે નિર્દોષે નહિ જ ઉપડે દંડ આ કોઇ કાળે ?
ભાગ્યો, મૂકી અધવચ અધૂરૂં બધૂં અસ્તવ્યસ્ત,
પત્રો, થોથાં, જનસદન એ, એ હવા એ કુંડાળૂં,
નીરાતીરે વિજન અડવૂં વાંધથાળૂં વિશાળૂં,
તેમાં નીચો પટ શિતલ, ખટ લીમડીછાય સુપ્ત;
ત્યાં જૈ બેઠો, વિકલ ઢળિયો,—ઠંડકે શ્વાસ ખાતાં
કુદરત ગોદે ખટક શમિ ગૈ, ગૂંચવારા સર્યા ત્યાં.
આવ્યો મોડો
સીધો પ્હોડ્યો, નવ કળિ ગળી ગાઢ નીંદે નિશા તો,
ભાનૂ પ્હેલે
જાગ્યો બેલે, અનિલલહરે તાન મૃદુ આલપંતો. ૧૪

## કુદરત અને મોત

મંદાક્રાન્તા

માતા હેતે દિનકર જતાં બાળનો હાથ સાહી
મીઠે વેણે મધુર કળથી ઘોડિયે લૈ સુવાડે;
આણે પાસે વિધ વિધ ખિલૌણાં, અને આપ સોડે
બેસી, દોરી ગ્રહિ ઝુલવતી, મંદ શી ગાય કોડે.
ચાકે ઘેર્યાં નયન નિરખે ખેલસામગ્રિ ચાહી,
થાકચે ચિત્તે 'અધુદિ રમતો કાલ,' એ આશ સાહી
જોતો માને, સુણત ન સુણદ્દ ગાન આંદોલવાહી,
શાંતી છોળે કળત ન કળત જં શમે નીંદખોળે!

કુદરત માતા, જઇફ પણ છે માંનવી બાળ એનો;
થાકચો હાર્યો, તદપિ વળગે છોડતો ના ખિલૌણાં.
સાંધાં તોડે, અસહ દરદે પોકરાવે છ રોણાં,
એ શૂં કુદરત! તજ તજ ભુંડી નિર્દયં'સૂરિ ચેનો!
બચ્ચાં માતા પ્રણયકળથી માનુષી નીંદરાવે,
તૂં યે કાં ના નિજ સુત ભલા એમ મોતે સુલાવે? ૧૪

# યમને નિમંત્રણ

પૃથ્વી

યમ ! શ્રવણમાં કહે કુસુમ, તે કહૂં છું ત્હને :
“હતું હરિત ટેશિ, જાળ જલખિચિ વડે સુરક્ષાયલી,
ઉષાસુતકરે હર્યૂં જલ, વિસર્જિયૂં વજાને;
બપોર ચડતાં મહીંથિ ઉપસી વધંતી કળી,
ખિલ્યા ગગન રંગ સાંધ્ય, વિસમે કળી છાંટિને;
ફરી ટસરવારિની ઠરિ વહે ઉરે સોંસરી,
કળી ઉઘડિને દલો મૃદુ સુશોભિ ખુલ્લા બને;
વધે દલ, વધે ઉઠાવ, દ્દઢ સુભગ ઊપડે દાંડલી,
નિશા ગહન ત્યાં મ્હને જકડિ ગાઢ આલિંગને
દિયે પ્રણયનીંદની અજબ માતબર તાજગી !
થતાં રજનિ પાતળી નિરખું જાગિને દાંડલી
તળે જડ નવી, મહીં થિ ધસતા ઉંચે કેશર
ધરે પટ સુડોળ જોબનબહારના ભાસુર !”
અરે યમ ! અરે નિશાગહન ! આવ આલિંગને ! ૧૪

## પ્રણયનું કામણ

શાર્દૂલ૦

આવ્યો બંધુ ચડી વદે, 'નવ રિઝો બીજો છ મ્હારા પ્રતિ.'
ના એવી ફરિયાદની પણ હું ને હાવાં નવાઈ રતિ.
શું નિત્યે ફરિયાદપાત્ર સહુની છોટી શું મોટી અતિ.
શૂં તેથી? દઢમૂલ છે પ્રણય ત્યાં શ્રદ્ધા ય સ્હેજે વસે,
તે તે સૌ ફરિયાદનાં શ્રવિણ લઈ નૈમિત્તિકોને હસે;
ઊસેટે ફુલ. નૈવ, ડાઘપરસે નિર્દોષતાથી ચળી
દોષોમાં ય ગુણો નિહાળિ, સરલા શ્રદ્ધા ભિની ને કુંળી,
સામાં મૂલ પસારિ ચિત્ત યુગલે એકાગ્રયા જામતી.

છે એનો જ અભાવ ત્યાં ક્ષણિક તે, ન્હાનૂં નજીવૂં ય, તે
જાદૂની ઝડપે વધી પ્રસરતાં,— આચાર, આડંબરો,
ચોટી એકબિજા તણી ફરિફરી, ઊંધા ગ્રહો, પીઠનાં
શંકા વ્હેમ કુતર્ક,—એમ અવળી માયા તણાં પ્રસ્તરો
વાધે, ચિત્ત ભરી દિયે ઉભય,— ને સ્નેહી બચારાં જ તે
કાળે એમ બને ન દ્રોહિ અવની દાળે શું એકેકનાં? ૧૪

## બ્રાહ્મમુહૂર્તનું સ્વપ્ન

પૃથ્વી

મનોહર સુધાલસદ્ ગયણિ ભોર આસ્માન તૂં
વળી ઉગ છ, વર્ષ આણુ છ તું આગળે કેહવૂં?
કસાવું કસણાવું ઘા ઉઘડ ગુપ્ત સ્હેવા,–ભલા
થશે કશિ'ય સેવ, સર્જું કૃતિ પ્રૌઢ વા નાજુક?
ઉઠયો, ભ્રમરગુમ્ભદે સમણું ત્યાં સમેટાતું'તૂં,
–સુરેખ હસતાં દગો, અવયવો ભર્યા માર્દવે,
પ્રસન્નવપુ શો નર્યો કુસુમપુંજ એ બાલુડો
હતો સ્વપનગોદ વા શિશુ ભમંત આવી ચઢ્યો!
સુદશ્ય હજિ પાંપણે ખચિત એવું વાસ્તવ હતૂં.

ઉઢું નયન ચોળતો, સુભગનેણુ એ ખોળતો,
કરૂં નજર આમતેમ, નિરખૂં નિચે ખાટની,
લહૂં પછિ જ, કે ન રૂપ નવ એ છટા પાર્થિવ.
ઉઠયો છું હસતો હું યે: વરસ આ નવૂં માહરૂં
સુમંગલ મુહૂર્ત એ હસત ને લસત
સ્વપ્ન શૂં હજો કૂટડું! ૧૪

૨૩-૧૦-૧૯૩૭

## અતિ દુઃખિયારાં

પૃથ્વી

ઉગે વરસગાંઠનો રવિ ફરી; સ્મરૂં આજ તો
સમર્પું હૃદયાંજલી ગત સનેહિસંબન્ધિને,
ગયાં પ્રથમ જે મુકી સફરમાં અકેલો મ્હને,
નહીં જ બનિ સેવ લેશ હુંથિ તે સ્મરી લાજતો,
સ્મરૂં છ ઋણ તેહ ખાસ, નિજ રતિફુવાર પ્રૌઢ મ્હને
શરૂથિ મરતાં લગી અભિસિંચ્યા કર્યો જેમણે.
ખરે પ્રણય એટલો, સમય એટલો, સતત એટલો
ઘણાં મનુજ દૈ શકે, ભવ બને મધુર કેટલો!

ઋણે જળિ રહ્યાં દુખે, વિધિનિમેલ નિજ જકડથી
છુટી નવ શક્યાં, થયો યમ જ બેલિ ત્રણ્ણે તણો!
બન્યૂં ન કશું યે હુંથી; અવર કોઇથી યે; ગણો
વિલાપ મહિં સાથ માત્ર મનુ આશરો મનુ થકી.
હતા ભવ પુરા, જિહાં પ્રણય દીધ મેં એમને?
હશે ભવ હવે થવા, અનૃણ થૈશ જ્યાં સેવિને એમને? ૧૪

## એક હાય

### પૃથ્વી

ગયૂં તુજ જુવાનિજોમ, પ્રિયહૃદયગાદલી યે ગઈ,
ગયાં પ્રિય સુતાસુતો તડતડી તુટી ગે ઉમેદો બધી.
પ્રભા ન, નહિ મિષ્ટતા, સુખતણા ન તે સાથિઓ,
ન તે ગરવું કામકાજ, સહુ તે વિનોદો ય રે.
રહ્યૂં ફકત આયખૂં, રતિગતિસુખહીન નૈરાશ્યનૂં :
રહી ફકત ડાકણી હરતિ ધાતુઓને જરા :
રહી દિનદિને સુતીક્ષ્ણ કરકસરની ભુંડી કાતર :
અને અવયવો વિહીન રહ્યું છે સ્વમાન તો આગલું.

અરે ! અરર ભાઇ રે ! તુજ દશા ન જોઈ જતી !
કચૂંમર કરી જમાડું મુજ ઉર ત્હને, ત્હને એમ જો
લગીર ય વળે નિરાંત-કળ ધિરપ રે, બાકૂં હૂં ય શૂં !
પ્રભો ! યમ ! કરાલકર્મ પણ સદયચિત્ત જે કો મહા
વસે બલ કિહાંક વિશ્વ મહિં ! હાય મ્હારી સુણો
લિયો ઉંચકિ સદ્ય દુઃખદરિયાથિ આ બંધુને !    ૧૪

# કસોટી

પૃથ્વી

કસોટિનિ પરંપરા સુજન આયુ આખૂં વદે;
મળે જય પરાજયો, ગરથ જાય કિંવા વધે,
મળે લગન નંદવાય ઘર, થાય જાયે પ્રજા,
અચિંતિત પડે સ્વ કે સ્વજનમસ્તકે કો કજા :
ન બાહ્ય બનિ જાય કે; લઘુ મહાન, વા લાભ કે
ગણાય નુકસાન, ના નવિ કસોટિ લેખાય તે.
વળી કંઇક સૌ વિશે મન મનાવિ લેવાનું જે
વસે વલણ, સાંધતું અનુભવ દ્વિ ચડઉતર શા,
ગણે પ્રથમ મૂલ, તેહ ફૂલ અન્ય કટુ કે મિઠાં,
તણી સકલ બાહ્ય દષ્ટિ, વલણો, વિવિધ વિવિધ જે,
કસોટિ'નુભવી રહ્યો છું દિનરાત, જાતિ કોથી પુગી?
જિતાય નરનાર જે થકિ અસંખ્ય,— હે બુજ્જાગી!
ભલે બનું અશક્ત, થાય ન ભલે છ કરણીય જે,
નહીં અકરણીય લેશ ય કરીશ,— રે બુજ્જાગી! ૧૪

# વૃદ્ધોની દશા : એક ચિત્ર

પૃથ્વી

કશૂં ય નહિ કાળુમાં, ન મન, નેમિં દેહે નહીં,
ક્ષુધાતરસથાકજેમ, નવ નીંદ જાગૃતિ નહીં,
કુટુમ્બિસહકારિઓ વદત 'જી!' 'અહો!' 'વાહ!' 'ખરૂં!'
–જરી પણ થતાં જ દૂર સહુ આચરે વેગળું!
કરે વિષય ક્ષુદ્રમાં ય ગુરુ વાદ ગુસ્સા ફિસાદ,
રચી જિવન ઉગ્ર રે લવણુ એમ સામે સહૂ
મળી ભળિ બધા ય એ, નિજ ગુમાન સ્વાર્થ પ્રમાદ
વડીલ સિરપેં કશી સિફતથી ઠલવતા લહૂ!

વળી કદિ મહી જણાય જરિ કોઇ ન્યાયી ઉદાર
સિધો પ્રણયશીલ ને શિશુતણા હકો રક્ષતો,
અને કદિ લિયે વડીલજન એહનો પક્ષ, તો
બધાં ય થઇ એક તત્ક્ષણ જતા બની શા તયાર
વડીલતણિ એ 'બુરી' 'અસમ' દૃષ્ટિને નિંદવા,
'સુપૂજ્ય પણ વિકલનો સહજ ભ્રંશ એ' દૃહામવા! ૧૪

# વૃદ્ધનું મોટું દુઃખ

પૃથ્વી

ભયો ભવ તરંગમાલ સમ દુઃખદુઃખાકૃતિ
અસંખ્ય અવિરામ એક પર એકની સ્વારિઓ;
અથોહ્ય દુખવીચિ એ મહિં ડુબંત ઝૂઝંત, ને
બધૂં બલ જમાવિ હોમિ ઉગરંત એ ઝૂઝણે
અરે ડુબિ જતાં જતાં વળિ બચી જતો જીવ, એ
લહે દુખ-ઘસારને અસહ, તે ન શું કુદરતી !

અનેકવિધ એ તરંગ-હુમલા મહાલોઢ વા,
કિશોરવયિ પ્રેમના, મધ્યવયે મહોચ્છલત વા,
સ્મરે સકલ. વૃદ્ધને દુખ ઘસાર જૂદા જ ને
ચડે દિવસ ને નિશા, ડુબવવા ધસે એહને.
મુરાદ અધુરી અનેક કૃતપાય એ સાધવા
ઉપાડ સપરાણ વૃદ્ધ કરતો,—યમ ત્યાંહ તો
હરે અહહ સોબતી સુહૃદને પુરાણા, અને
હણી ઉજમ એમ, એ હણત વૃદ્ધને જીવતો ! ૧૪

## અનિશ્ચિતતા

વસંત જાતિ

વ્હોતેર! કોઇ ન માનિ શકે થયેલાં
જે કામકાજ નવરાશ મહીં હું–સાથી.
વ્હોતેર! જે પ્રિય પસંદ પ્રવૃત્તિઓમાં
જોતા મ્હને ધપિ રહેલ અથાક શક્તી,
“સીમા સુદૂર” ગણતા હજિ, ને બધાં આ
ગાત્રો ખરે ખળભળે, ત્રુટું ત્રૂટું થૈ રહ્યાં!
જાણું ન પ્હોર દિન માસ ન વર્ષ કેટલે
આ દેહ આ શ્વસન પૂર્ણ વિરામમાં ભળે!

માનવ્ય તંત્ર મહિં નિશ્ચિતતા જણાતી,
તે આ અનંતવલયી નિયતિક્રમે નથી.
ને એ જ ઊણપ થતી અહ વ્યક્તિ સાંતની
કેવી ય ત્રાસદ અનિશ્ચિતતા કફોડી!
છૂં મર્ત્ય તેનું નવ દુઃખ; પરંતુ સાલતું
અજ્ઞાન આ અટકની પળનું સદાવડું. ૧૪

## દુપટ દુઃખદા

### પૃથ્વી

ન કામ કરવા રહી રુચિ; નકામું દળવું કશું?
ન જીવન ખુટયૂં; ખુટેલ જવ હેતુ જિવવું કશૂં?
છિપી તરસ નેહની ન, નવ વ્હેન ઘંઉવૂં હિઝ્યૂં,
પરંતુ જમડે હર્યાં સ્વક્રિય સૌ, ન એકે રહ્યું,
તિહાં નવ વહે રહે વહ્નિ વહેન, સરખૂં ન શૂં?
ગયાં નયન, રાત ને દિવસમાં રહે ફેર શૂં?
ફુટયા શ્રવણ, કંઠ મંજુ ઘર્ઘરત ઘંટિનો ભેદ શૂં?
તુટયા પગ, મતંગજે મરિ રહે જિહાં જૈ પડે,
ગઈ પકડ, રેત કે રતનથી નફો શો જડયે!

થયાં ન સત અસત એક. સતમાં જ નિષ્ઠા રહી,
ગઈ જ પણ શક્તિ એ ગહન પોજ કેરી હરે,
ન રે અવર કો દિસે મગન જેહુ એ મોજમાં,
વળ્યાં વિટિ સુપાસ કેવલ વિલાસરત આંધળાં;
વૃથા જઈકિ દુઃખદા, દુપટ ક્ષુદ્ર કુથામમાં! ૧૪

પૃથ્વી

તણા કહુ ? કહૂં તુરંગમ ? તુ છેક હારી ગયો ?
તુટ તુટ થઈ રહ્યો વિકલ સંધિ ને સ્નાયુમા ?
ન સ્થૈર્ય, નવ હોશ લેશ, શ્વસને ન વા વર્તને
ખમાય લગિરે અનીમ, અહ શી દશા તાહરી !
તથાપિ મકરે પ્રલંબ મુજ સાથિ સંગી અરે,
હજી ય મુજને જવૂ છ ડગ સ્વલ્પ, તૂ ચાલ જો •
હજી છ મુજને કઈક કરવૂ અધૂરૂ પુરૂ,
ઉકેલિ લઉ તે પછી,– પછી ઉભય તૂ અને હૂ છુટા
વિરામમધુ પ્રાશવા, અક્રિયતોદધી સેલવા,
જુની સ્મૃતિ તણા અનંત પતળા રુચિર વાદળા,
તરંત ઉભગે રહંત, રહિ રૂહે જ વાગોળવા !
સબૂર જરિ, ના ચહૂ કશુ ય જે ત્હને શક્ય ના,
કદી ન તગડીશ, લે વચન ! સાથિ સંગી અહો,
જગ ઉચલ ડાક, દૂર નથિ જો વિસામો હવે ૧૪

૨૩-૧૦-'૫૦

વસંતજાતિ–મંદાક્રાન્તા

" એ બંધુએ રિપુ હરીફ બલે અરે એ
વાહ્યો લુંટયો નગન નિર્ધન ભીખતો કર્યો.
વર્ષો તણી ય વળિ આબરુ રે નિરાંતે
લીધી ઝુંટાવિ,— ઉપરે જયમ દાંત ના સજ્યો !
રોયો અરે રુધિર–આંસુ વહ્યાં, ન થંભ્યાં,
વર્ષો લગી પડિ રહ્યો પટકાઇ ભગ્ન,
વિશ્વે ન કોઇ કણ જે નવ વેરિ ભાસ્યો,
શું કોને કહ્યો? સ્વકિય પણ સૌ જ્યાં નિહાળ્યાં પરાયાં !"

" ધીરે ધિરે સમઝ સાચિ ઉંડાણથી ઉગો,
એ સૌ ઉપાધિ ગણિ'તી જ સ્વકીય મોહમાં:
રૂડું થશે પર બધું ય પરાયું ઓળખ્યે,
જો જો ફરી કદિ ફસો નવ એહ જાળમાં:
આત્મા જ એકલ ખરો નિજ સાથિ સારથી,
શીખોજિ એકલપણું નવધર્મશિક્ષાથિ,— આજથી!" ૧૪

## શ્રી બિનયતોષ ભટ્ટાચાર્ય હોમિયોપાથ

પૃથ્વી

હકીમ ન, ન વૈદ્યડાક્તર, કમાલ ઈલ્મી ખરે,
અહો બિનયતોષ આપ બિનજોડ જાદૂગર!
નસીબ મુજ શું વદૂં, ફકત આપ પાડોશડે
વસી, સહજ કાલસ્રોતવહને જ પામ્યો અગર
ન નેહ શકું દૈ તથાપિ, તમ મોંઘિ આ મિત્રતા.
કુલીનવર, ગૌડ બ્રાહ્મણ વરેણ્ય વિદ્યાધન,
કિહાં ઝરણું અલ્પ ક્યાં અમૃતસિંધુ ભાગીરથી!
અગોત્રિ ગુજરાતિ ક્યાં, ક્યહિં અતૂટ આર્યાન્વય,
ચડંત નડિયા વટાવિ મિથિલા પુરાણી લગી,
અનેક શતકો જ્વલંત નિજ પૂર્વજે પૂર્વજે!

અહો મુજ નસીબ! રોગ જઈફી વળી આકરી
પછાડ ઘુગલે અતીવ દરદે મુંઝાઈ ગયો,
અહીં પગ જ માંડતાં દિવસ અલ્પ માંહે ફરી
સુગાત્ર બિનદર્દ આપ રતિ-જાદુએ થૈ ગયો! ૧૪

# શ્રી કુસુમમંડળને

પૃથ્વી

દીઠો છ શુભ મંત્ર આજ તુજ, રે ‘કુસુમમંડળ,’
બન્યું તમ પુલોનિયસ્? “ ખુદ-વફાઇ સેવો!” કહ્યું.
કિશોર વય ફૂટતી નવયુવા વિશે નર્તતું
અહો વસિ ભણી રમી સ્વપન એવિ કલ્લોલતું,
સદાનવલ, પૂરતું વિવિધ, લેખિકા લેખકો
તણું તમ વયસ્યમંડળ, સદા ય હોશે બન્યું,
ચહ્યું ખુદ-વફાઈ આ તરુણ ને તરુણિકા કને:
યથાવય રમો હસો, પ્રકૃતિ ઊર્મિ રુચિ ભાવ ને
વિચારવળણે વિવાદવમળે વિલાપરૂદને,
સ્તુતિપ્રહસને, જુગુપ્સન, ઘૃણા, તિરસ્કરણ વા,
ગમે વિષય જે, પ્રવાહ મહિં જેહ લાધે ’થવા,
રુચે કવન ગદ્ય વા, જટિલ કે સરલ શૈલિ વા,
ચહો અધિક પંડિતાઇ ચતુરાઇ કાંતી છટા,
—તમામ મહિં સેવજો ખુદ-વફાઇ, બડમંત્ર એ પાઠવું. ૧૪

# ‘ વછેરા ’ને

પૃથ્વી

‘ કૃતાર્થ ’ કયમ ? જ્યાં રજોઢગ તળે દટાયાં પડ્યાં
ચહે બટુક માહરાં કિરણ વાયુ ને આભલાં.
‘ કૃતાર્થ ? ’ જહિં લટકતા અરધદેહ ટંગૈ રહ્યા.
નભોથિ હજિ અવતરંત નવ ભોમ આવી અડ્યા.
‘ કૃતાર્થ ? ’ જહિં વારવાર અનેક વિષયો વડા —
‘ પુરાણહય ’ જેહને કહિ સ્તવો છ નિંદો છ વા,—
સમીપ વહિ તેહની લળિ લળી સલામો ભરી,
કહે, “ નવ ઉતાર ચોકડું, અમો ગયા છીં રહી,
સવારિ તુજ પીઠનો અતુલ લ્હાવ અમને ય દ્યો ! ”

‘ કૃતાર્થ ’ પણ છું ખરો, હયજગે ’ દગે આ છતી
( હયાત હજિ એટલે ) નિરખું છું ‘ વછેરા ’ ભલા,
સુવાસહજ સાહસે મલપતા, સુભગક્રોડિલા,
કલાગગનભાવના,— મુજ ? સ્વકીય ?— ના, શાશ્વતી
તણા પરમભક્ત, કેન્દ્ર ગમ માંડતા નર્તતા ડાબલા ! ૧૪

# જૂનું મધ

### પૃથ્વી

સનાતન કશું ન એમ સરકંત સંસાર આ,
ક્ષણોક્ષણ સૃજંત રૂપરસ રંગનાદો નવા;
ક્ષણેક્ષણ સરંત શૂન્ય વિવશાભિ એ કારવાં,
રચાઇ વિરચાય ઊભિ પછડાય સંસાર આ.
તિહાં સરત ઊરજોડ અબડી અનામી રસે
વહે નિકટ, ચૂમિ ભેટિ મિટ માંડિ ભેટે વળી,
પરસ્પર શિ સેળભેળ થઇ જાય રસફૂડલી,
–અને પછિ પડે છુટી, વહંત દૂર દૂરે વસે,
ફરી મિલત વા ન વા. યદિ મળે, રસો એ જુનર
અપૂર્વ પરિપાક પામિ ધરતા સુધામાધુરી,
અલૌકિક, અમાપ, જોડ ઉપમા ન જેની ખરી;
પરસ્પર વળી અનેક અવરે હિતો સાધતા
ઉમંગિ હરખે ભર્યો; યદિ થતા વિખૂટા ફરી
જુના મધ તણી લહે શિ કટુતા ભળી માધુરી ! ૧૪

પૃથ્વી

ક. મા. ! જરિ ન શૂં ત્હને પરખ કાચ માણેકના,
વયસ્યવચને કુદી પડ શું આમ, રે ભોળિયા ?
પુછીશ કદિ રાજ, રાજવિ, સુસદ્દિ યે કોઇને,
પુછીશ યદિ એક એક થકિ, કે જિહાં સૌ મળ્યા,
સુણીશ સહુ વાણિ એક જ વદંત નિઃસંશયા,
–ખુશામત ન કોનિ મેવક થકી કદાપી બને.
ગણો ગુણ, ન વા; યથા વદન માહરૂં સુંદર.
અસુંદર ભલે ગણો :–ઉભય માહરા કુદરતી.
ચડે ઉદધિવીચિમા જળકણો, પડે છે અવર,
ચડંત શિખરાભિ કો નિજ પરાક્રમે ફૂલતા,
પડંત નિજ નિંદિ દૈવ, નઇરાશ્યમા ડૂલતા,
શું એ ચડપડો શુ એ હરખશોક સાચાં કે મા. ?
અનંત વહને શમે થઇ, થઈ શમે વીચિ એ,
વખાણ શું વખોડ શૂ ?– શ્રવણદાસ શૂં તૂ ક. મા. ? ૧૪

# " શ્વેતકેશી પિતર્ "નું ઉત્તર

## પૃથ્વી

સખા કહું ગણું ન પુત્ર, વારસ તું 'નેક ગુરુબુદ્ધિનો,
કર્યા ગુરુ ઘણા, કરીશ વળિ, ને હતો પ્હેલથી
વડો ગુરુ તું પંડનો : ટકિ રહે જ તેવો હજી.
જતો દિસત હૂંથિ દૂર, વળિ લોમ વર્જેલ મેં
ત્હને હિંમત સત્ય શાંતિ સુખ સર્વ શ્રેયે ભરી.
મ્હને ભય, રખે તું બુદ્ધિ તુજ હારિ જા, એહની
પ્રલોભન પરંપરા મહિં; તરંગમાં સિંધુના
અહોચ્છલત રંગરંગિ ચળકોહ્લસદ્ વિતતમાં
જતો સફર માટ જેમ ભડવીર તારો ડુબે !

રખે તરિ ઠરે તું કોઇ ઘનખંડ બેટે, 'થવા
તરંગવમળે ડુબે; તુજ ભવિષ્યનો તૂં ધણી !
સખે, તર તું ડૂબ તૂં વિકટ સત્યયાત્રા સદા :
અને વિરલ દૃઢમનસ્ક યાત્રાળુ ચે સાહસી,
ભલે સફર તૂં ચઢ્યો : સભય તોય દૌં આશિષો. ૧૪

## ચિત્રકૂટને સ્વાગત

પૃથ્વી

ઉગે રવિ, ઉગે ઉષા, અરુણ કે ભળકિયો કહો :
ઉગે નભતટે અહા, કઠણ રેતટીંબા શિરે:
ઉગે દગ દુખીસુખી ઉર ઉતારતી રેખમાં,
સ્ફુરે કલમ ત્યાગરાગ વઇભવ નિચોવતી રંગમાં,
ઘડે તનમરોડ ત્યાં કથતિ ગુહ્ય ચારિત્રને,
કટાક્ષ ચિતરે તિહાં પટ ઉકેલતી દેવના :
છબી જ નિરમે તિહાં પ્રકૃતિ મૂકથી મેળવે
અશબ્દ પણ નગ્ન રોકડું નર્યું કથંતી ગિરા.

પધાર, સખિ, હેતને ઉમળકે વધાવૂં ત્હને:
અકેલ હતિ, આવ ભેટ મુજ માજણી બ્હેનડી!
અને ધરતિ આ દિસે કઠણ રેતટીંબો ભલે,
ઝિલી કિરણ આભલાં ગુંથિશું બે ય બ્હેનો સહે
સુકોમલ અનંગમાલ, મધુરા રસે લ્હેરતી,
ઉરો હિંચવતી સુધાઘુંટ પિવાડતી, રૂપસી. ૧૪

# અહો હરખ !

પૃથ્વી

અહો હરખ ! માંડ માંડ પણ ચૂકતે થૈ ફરજ !
ઘણાં દિવસરાત વૈતરું કિધૂં અવિશ્રાંત ને
ન ઊંઘ નહિ ખાનપાન તણિ વેળ ગણકારિને.
વિનોદ રમતોગમત્ ન ફિકરાઇ કરિને વરજ:
—થયૂં મફ્લ તે રહી અસલ ટેક ને આળરૂ.
વિનોદ રમતોગમત્ શિશુ સખા સનેહી ય એ
નચિંત ફરિને હવે દિવસરાત માણ્યા કરૂં
રિઝૂં રિઝવું. મસ્તશાંત, વિહરૂં અકેલો જ કે.
સબૂર, દિલ. જીતના સહજભાવિ આંદોલને
ન ભૂલ હરખોર્મિ તો ક્ષણ દશ ક્ષણ જ જીવને
ચડે, ઉતરિ જાય પાછિ. યદિ દીર્ઘ નિર્વેદને
નર્યાં સ્વરત પાશવી જિવનના અસહ ખેદને
ચહે, દિલ, હટાવવા : ફરજ એક પર એકની
સુસંકલિત માલ જાણુ ઊજમ ઉજાસ
સ્વવિકાસ કેરી જનિ. ૧૪

## ભાવ વૈવિધ્ય

પૃથ્વી

ઘરે ! રખડુ ઠામ ઠામ ભટકંત પાછો ફરે:
ફરે ધણ સમો: 'અસૂર થયું' એમ ઊતાવળો
દરેક ડગલે રજો થળથળોનિ ખંખેરતો:
ફરે ખગ સમો: 'હજી નભ સુહામણું' એમ એ
સમીપ પણ નીડ બ્હાર જરિ સાંધ્યશોભા વિશે
પ્રસારિ ફફડાવિ પાંખ રચિ વર્તુલો સેલતો;
ફરે જન મુમુક્ષુ જેમ: 'ઉરનો વિસામો ન કો,
ઇહ-સ્થલ બધાં સમાન, નિરુપાધિ દીસે ન કો,
વિરાગિ મનમાંહ્ય એમ 'ઘર' વ્હાલ મંદાવતો;
ફરે વિધુર શો; ફરી અનુભવંત જૂનો વ્રણ;
ફરે નિજ પડ્યાં મુકેલ લઘુમોટ કર્તવ્યમાં
નવા ઉજમથી ફરી દૃઢનિવિષ્ટ લાગી જવા.
પતી રખડ: જીવ એકલ, ઘરે તું પાછો ફરે:
તરંગ લહરે દિલે તુજ કયા કયા આ પળે? ૧૪

# ૧ ત્હને પવન

પૃથ્વી

ત્હને પવન શૂં કહૂં ? કરું જિહાં શરૂ સાધના,
વહે ભુંક ગધાતણી ! લખું છ પત્ર જ્યાં હેતના
ફ્રુસ્રોડમ વહાવતો ડુંગળિ હીંગ કે લસણુના !
ચહૂં રજનિ મૉડિએ નિંદર સેવવા, ત્યાં ત્હને
રુચે ટિખળ મંદ મંદ્ર રસળંત સંગીતનાં !
કદી વળિ સુદૂર મિષ્ટતર ગાન સુણુવૂં મ્હને,
ફુટે જ તુજ અટ્ટહાસ્ય પતરાં તણી લારિનાં !
કહૂં પવન શૂં ત્હને ? વિતરતા ગુરુ જ્ઞાન જ્યાં
વળી વળિ તું વેરતો પિકમયૂરટૌકા તિહાં.
પ્રજા ઉઠતિ મદ્દંજંગમદ માણવા ત્યાં, અસ્યા,
અચિંત્યું રણુશિંગ તૂં બજવતો ગજવતો ભલૂં
સનાતન અહિંસ બંધુરતિધર્મનૂં બેસુરૂં !
તરી ઉદધિ ના શકે તુંવણુ નિર્બળૂં નાવ આ:
અને સબળ તોય ઢંગ તુજ તો, પવન, આહવા ! ૧૪

# નસીબને

પૃથ્વી

નસીબ, તુજ રે શિ હોય અવળાઇ આથી વડી !
હતો યુવક, ને હતો ભરજુવાન પ્રૌઢા તદા
ન થાક કઠણાઇ ભેરુનબળાઈ, સામાં બળો,
ન સાધનઅભાવ, ના અકળ આવતી આપદા,
કશું ય રજ ગાંઠતો; ધસત આત્મતોરે સદા
તયાર તરવા હતો ખળભળંત ગાંડાં જળો.
નહીં જ તક તેં મ્હને દિધ, નસીબ, ત્યારે કદી
સ્વદેશહિત કાજ જંગ ઝુઝવા સ્વપક્ષે કુદી.
અચાનક અને અહો અતિ સુધન્ય આ સાંપડે
પ્રસંગ જવ અદ્વિતીય, સહસા ધસી સંગરે
સ્વદેશ પળતો અસાધુપથ તેહને ખાળવા:
કુનાયક વિછોડવી હિતપ્રભાત ભણિ વાળવા:
—નિહાળું મુજ જાત ત્યાં વિકલ વૃદ્ધ થૈ બાપડી !—
નસીબ, તુજ રે શિ હોય અવળાઇ આથી વડી ! ૧૪

# નવા ક્ષેત્રથી ભડકતા મિત્રને

પૃથ્વી

હતો સરિતમીન તે શું સરિયો હું દરિયા મહીં ?
હતો શ્રુણુત વાર વાર 'દરિયો અહો ઘોર શો !'
નહી તટ, ન ઝાડવેલપશુ, આવજા લોકની,
પ્રમાણુસર ના કશૂં, ઘુઘવતો સદા તોરમાં,
ડુબે શું તરિ શૂં શકે ન ગણુતા તરંગો કશૂ,
અને બસ ફિસોટિ ફીણુ મદમત્ત ઉછળ્યા કરે !
સર્યો સરિતમીન શૂં હુ અતિ દારુણા અર્ણવે,
નર્યો લસત ક્ષાર જ્યાં અણુ અણુ અસંખ્યાતનો !

સખે ન શિશુ તૂં હવે, શિશુમતીરતી છાંડ તૂં,
વિરોધ વસમા દિસંત છળવૂં શું દ્વંદ્વો થકી:
નદો જનક સિંધુના, જનક સિંધુ છે મેઘનો
પિતામહ નદો તણો : લવણુ તે જ મીઠું સહી :
નહીં ઘુઘુ બકોર શોર શરમાળ શાંતીથિ યે
વિભિન્ન : મહુ સપ્રમાણુ લયઠાઠ વૈરાટમાં. ૧૪

# ઉદ્દયનોન્મુખ નૌજુવાનને

પૃથ્વી

વિહંગ, ઉડ! જો લસે અખુટ વ્યોમ આશાભર્યાં !
ચડે નયન જે દિશા નભ નવીન તે દાખવે :
ચહે હૃદય રંગ જે સુરકમાન તે ખીલવે:
વિહંગ ઉડ ઊડ રે! ઉડણ ધન્ય હો તાહરાં!
થશે ઉડણ છાતિએ જમવ જેમ તે માપનાં.
હશે દૃગઉદારતા મતિવિકાસ તેવાં બલઃ
વિકાસ, દિલનાં રતીઝરણ જેમ ઊંડાં વિમલ :
રતીઝરણ ઝીલશો કિરણ જેહવાં આત્મનાં.

ભવે ઉડણ માટ આ નિયતિ' જ્યોતિ એ ભૂલ મા!
થશે ભુલ; ફરી ફરી શ્રમ-વિષાદ તો તાવશેઃ
કુસંગતિ ફરી ફરી રતિસુધા ય દૂણાવશે :
જશે કથળિ લોહિમાં કસ બધા ય ઉત્સાહના.
પરંતુ નિયતિ સ્થિર ધ્રુવ પ્રબોધ દે પાત્રનેઃ
વિહંગ નિયતિજ્ઞ! ઊડ! નહિ સીમ આનંત્યને! ૧૪

# નવા ક્ષેત્રથી ભડકતા મિત્રને

પૃથ્વી

હતો સરિતમીન તે શું સરિયો હું દરિયા મહીં ?
હતો શ્રુણુત વાર વાર 'દરિયો અહો ઘોર શો !'
નહીં તટ, ન ઝાડવેલપશુ, આવજા લોકની,
પ્રમાણુસર ના કશૂં, ઘુઘવતો સદા તોરમાં,
ડુબે શું તરિ શૂં શકે ન ગણુતા તરંગો કશૂં,
અને બસ ફિસોટિ ફીણુ મદમત્ત ઉછળ્યા કરે !
સર્યો સરિતમીન શૂં હુ અતિ દારુણા અર્ણવે,
નર્યો લસત ક્ષાર જ્યાં અણુ અણુ અસંખ્યાતનો !

સખે ન શિશુ તૂં હવે, શિશુમતીરતી છાંડ તૂં,
વિરોધ વસમા દિસંત છળવૂં શું દ્વંદ્વો થકી:
નદો જનક સિંધુના, જનક સિંધુ છે મેઘનો
પિતામહ નદો તણો: લવણુ તે જ મીઠું સહી:
નહીં ઘુઘુ બકોર શોર શરમાળ શાંતીયિ યે
વિભિન્ન: સહુ સપ્રમાણુ લયઠાઠ વૈરાટમાં. ૧૪

## ઉદયનોન્મુખ નૌજુવાનને

પૃથ્વી

વિહંગ, ઉડ! જો લસે અખુટ વ્યોમ આશાભર્યાં!
ચડે નયન જે દિશા નભ નવીન તે દાખવે:
ચહે હૃદય રંગ જે સુરકમાન તે ખીલવે:
વિહંગ ઉડ ઊડ રે! ઉડણ ધન્ય હો તાહરાં!
થશે ઉડણ છાતિએ જમવ જોમ તે માપનાં.
હશે દૃગઉદારતા મતિવિકાસ તેવાં બલ:
વિકાસ, દિલનાં રતીઝરણ જેમ ઊંડાં વિમલ:
રતીઝરણ ઝીલશો કિરણ જેહવાં આત્મનાં.

ભલે ઉડણ માટ આ નિયતિ જ્યોતિ એ ભૂલ મા!
થશે ભુલ; ફરી ફરી શ્રમ-વિષાદ તો તાવશે:
કુસંગતિ ફરી ફરી રતિસુધા ય દૂણાવશે:
જશે કથળિ લોહિમાં કસ બધા ય ઉત્સાહના.
પરંતુ નિયતિ સ્થિર ધ્રુવ પ્રબોધ દે પાત્રને:
વિહંગ નિયતિજ્ઞ! ઊડ! નહિ સીમ આનંત્યને! ૧૪

## નવા ક્ષેત્રથી ભડકતા મિત્રને

પૃથ્વી

હતો સરિતમીન તે શું સરિયો હું દરિયા મહીં ?
હતો શ્રુણત વાર વાર ‘દરિયો અહો ઘોર શો !’
નહીં તટ, ન આડવેલપણુ, આવજા લોકની,
પ્રમાણસર ના કશું, ઘુઘવતો સદા તોરમાં,
ડુબે શું તરિ શું શકે ન ગણતા તરંગો કશું,
અને બસ ફિસોટિ ફીણ મદમત્ત ઉછળ્યા કરે !
સર્યો સરિતમીન શું હું અતિ દારુણા અર્ણવે,
નર્યો લસત ક્ષાર જ્યાં અણુ અણુ અસંખ્યાતનો !

સખે ન શિશુ તું હવે, શિશુમતીરતી છાંડ તું,
વિરોધ વસમા દિસંત છળવું શું દ્વંદ્વો થકી:
નદો જનક સિંધુના, જનક સિંધુ છે મેઘનો
પિતામહ નદો તણો : લવણ તે જ મીઠું સહી :
નહીં ઘુઘુ બકોર શોર શરમાળ શાંતીથિ યે
વિભિન્ન: બહુ સપ્રમાણ લયઠાઠ વૈરાટમાં. ૧૪

# ઉડ્ડયનોન્મુખ નૌજુવાનને

પૃથ્વી

વિહંગ, ઉડ! જો લસે અખુટ વ્યોમ આશાભર્યાં !
ચડે નયન જે દિશા નભ નવીન તે દાખવે :
ચહે હૃદય રંગ જે સુરકમાન તે ખીલવે :
વિહંગ ઉડ ઊડ રે ! ઉડણ ધન્ય હો તાહરાં !
થશે ઉડણ છાતિએ જમવ જેમ તે માપનાં.
હશે દૃગઉદારતા મતિવિકાસ તેવાં બલ :
વિકાસ, દિલનાં રતીઝરણ જેમ ઊંડાં વિમલ :
રતીઝરણ ઝીલશો કિરણ જેહવાં આત્મનાં.

ભલે ઉડણ માટ આ નિયતિ જ્યોતિ એ ભૂલ મા !
થશે ભુલ; ફરી ફરી શ્રમ-વિષાદ તો તાવશે :
કુસંગતિ ફરી ફરી રતિસુધા ય દૂણાવશે :
જશે કથળિ લોહિમાં કસ બધા ય ઉત્સાહના.
પરંતુ નિયતિ સ્થિર ધ્રુવ પ્રબોધ દે પાત્રને :
વિહંગ નિયતિજ્ઞ ! ઊડ ! નહિ સીમ આનંત્યને ! ૧૪

# નવા ક્ષેત્રથી ભડકતા મિત્રને

પૃથ્વી

હતો સરિતમીન તે શું સરિયો હું દરિયા મહીં ?
હતો શ્રુણુત વાર વાર 'દરિયો અહો ઘોર શો !'
નહીં તટ, ન આડવેલપશુ, આવજા લોકની,
પ્રમાણસર ના કશૂં, ઘુઘવતો સદા તોરમાં,
ડુબે શું તરિ શૂં શકે ન ગણુતા તરંગો કશૂં,
અને બસ ફિસોટિ ફીણ મદમત્ત ઉછળ્યા કરે !
સર્યો સરિતમીન શૂં હુ અતિ દારુણા અર્ણવે,
નર્યો લસત ક્ષાર જ્યાં અણુ અણુ અસંખ્યાતનો !

સખે ન શિશુ તૂં હવે, શિશુમતીરતી છાંડ તૂં,
વિરોધ વસમા દિસંત છળવૂં શું દંદ્વો થકી:
નદો જનક સિંધુના, જનક નિંધુ છે મેઘનો
પિતામહ નદો તણો : લવણુ તે જ મીઠું સહી :
નહીં ઘુઘુ બકોર શોર શરમાળ શાંતીથિ યે
વિભિન્નઃ સહુ સપ્રમાણુ લયઠાઠ વૈરાટમાં. ૧૪

## અતલ નિરાશા

પૃથ્વી

પ્રભો ! દ્યુતિ અખંડ ! આ લથડતી કજ્જળતી ઝિણી
શિખા અહહ, દાખવે રચિ રહે જ ઓળા બધે !
ભરૂં છ ડગ જેમતેમ, પથ જોઉં ના, તો પછી
નિશાન ધ્રુવનો મહાકિરણુ ક્યાંથિ હીણાયલી
નકામિ પડતી જ આ દૃગ ઝિલી પ્રમાણી શકે !
દિસે પથ નહીં, નહીં દિક, નહીં દ્યુતિ, ધ્રુવ નહીં,
ભરૂં દમ ન છૂટકે : દમદમે વધન્તી લહું
વૃથા જિવનભારની વિષમ ભારવત્તા, પ્રભો !
નિચે ઉતરવૂં, નિચે, હજિ નિચે નિચે ક્યાં સુધી ?
હશે નહિ હશે જ શૂં તળિયું ઘોર આ ગર્તને ?
તમે તમતમન્ત આ રજનિને ન આરો યદી,
હજી ય પટ વેદના-રસતણા કહો કેટલા
ચડી, હૃદયને ફરી ફરી રસી, જમાવી શકે
જડાત્મ ઘનઘોર નિશ્ચલ અભેદ્ય નિર્વેદતા ! ૧૪

## સાહસોત્સાહ

### પૃથ્વી

" ન ફાવું ? નહિ ખોઉં લેશ મુજ આજ જે તે થકી,—
ન બીહું ઝડપૂં ? ચડી ન શકું આજ જે તે થકી.
ધસી ઝડપૂં બીહું ને યદિ તમામ મુશ્કેલિને
હટાવત કરી શકું વિજયમાર્ગ, તો આ રણે
ન મોડ, પદ, સિદ્ધિ ના, નવ ખટાય જે હું થકી,
કુહું છ બસ ! જો ડુબૂં નવ વિમાસણા કો દહે:
તરી ઉતરું જો, ન માત્ર મુજ પંડ લ્હાવો લહે,
દરેક રણમાં જિતે જણ ઘણા વિજેતા સહે,
ચડે સ્વક્રિય પ્રાણપ્રત્યયબળે વળી પગથિયે. "

સ્વરૂપ અસલી જ એ તરુણ સાહસોત્સાહનું :
વસે ફુલવતો જ એ જહિં જહીં યુવાછાતિને,
સજીવ હજિ છે તહીં તહિં સમાજ કુળ દેશ; ને
લસે નવ જિહાં વહેલુ ભયજીત એ લોહિમાં
ખિલ્યાં અણખિલ્યાં જ જોબન તિહાં
પ્રમાણો સજ્યાં ! ૧૪

# અતલ નિરાશા

પૃથ્વી

પ્રભો ! દ્યુતિ અખંડ ! આ લથડતી કજળતી ઝિણી
શિખા અહહ, દાખવે રશ્મિ રહે જ ઓળા બધે !
ભરૂં છ ડગ જેમતેમ, પથ જોઉં ના, તો પછી
નિશાન ધ્રુવનો મહાકિરણ ક્યાંથિ હીણાયલી
નકામિ પડતી જ આ દૃગ ઝિલી પ્રમાણી શકે !
દિસે પથ નહીં, નહીં દિક, નહીં દ્યુતિ, ધ્રુવ નહીં,
ભરૂં દમ ન છૂટકે : દમદમે વધન્તી લહું
વૃથા જિવનભારની વિષમ ભારવત્તા, પ્રભો !
નિચે ઉતરવૂં, નિચે, હજિ નિચે નિચે ક્યાં સુધી ?
હશે નહિ હશે જ શૂં તળિયું ઘોર આ ગર્તને ?
તમે તમતમન્ત આ રજનિને ન આરો યદી,
હજી ય પટ વેદના–રસતણા કહો કેટલા
ચડી, હૃદયને ફરી ફરી રસી, જમાવી શકે
જડાત્મ ઘનઘોર નિશ્ચલ અભેદ્ય નિર્વેદતા ! ૧૪

## અચલ શ્રદ્ધા

### પૃથ્વી

ન માર્ગ હજિ યે દિસે જ દીઠેલ કો :
દિસે અહિંતહીં બધા જ લઘુકાર્યમાં ડૂબતા;
દિસે અહિંતહીં ઘણા લઘુ ગણી મહત્ ફૂલતા,
ચગંત મદિરા વળી અહહ કૈંક ડૂલાવતા.

વહ્યો યુગ જુનો, નહીં યુગ નવો જ ઊગ્યો હજી,
નિશા જ પસરી બધે અજબ ભૂતભડકા સજી;
ભ્રમાટવિ વિશે ભુલી ભુલવતા ઘણાને મુજી,—
નવો યુગ ઉગે જ કે ક્ષણ, કિહાં ન જાણંત કો

અહો યુગયુગાન્તરાલ ઘનઘોર વાંસે ઘતિ !
ન માર્ગ દિસતો ભલે, અચલ મ્હારિ શ્રદ્ધા તું માં !
ન માર્ગ દિસતો ભલે : લઘુ મળે જ કાર્યો ભલે,—
ભુલૂં ન લઘુતા તથાપિ કરું પૂર્ણ નિષ્ઠાબલે :
ન માર્ગ દિસતો તથાપિ લઘુતા ન ઉત્સાહમાં;
ન સાથ ગુરુ, શિષ્ય ના : અચલ તોય શ્રદ્ધા તું માં. ૧૪

## પૃથ્વી

પિતા, ન શિશુ હું હવે; પણ નહીં હવે હે પ્રભો !
પ્રસાદકિરણો કિરો નયન દીન આધીનમાં;
મહાકર પ્રસારિ આ અનુગ્રહો કરો વામણા :
ભિખૂં તલસિ જાચું એક તમ પર્સને પાવક !
થશે પ્રકટ ઝાળ ? તો પ્રજળશે જ સૌ પાતક !
પ્રહાર પડશે ? ભલે : ઉચિત એ જ આ સ્થૂલને.
અચેતન વિશે ફસ્યો, તરફડે, છુટી ના શકે
સચેત કણ આ, પુરો બળુંઝળૂં છ લજ્જા વિશે.
અચેતન અસત્ય તુચ્છ અપવિત્ર જાણ્ું પ્રભો,
પરંતુ નવ જ્ઞાન એ અનુભવ્યૂં હજી આ ભવે :
સચેત તણિ શક્તિ એ, જડ પ્રવાહસ્વામિત્વ એ,
ધ્રુવ દ્યુતિલ પંથ એ, જિવન એ, વિમલતા જ એ :
સજી મુકિ છુટો મ્હને ઋણ લખ્યૂં ચુકવવાનું એ,
પુરો કિરણ લોચને, બળ કરે જમાવો પ્રભો ! ૧૪

# અચલ શ્રદ્ધા

પૃથ્વી

ન માર્ગ હજિ યે દિસે જ દીઠેલ કો:
દિસે અહિંતહીં બધા જ લઘુકાર્યમાં ડૂબતા;
દિસે અહિંતહીં ઘણા લઘુ ગણી મહત્ ફૂલતા,
ચગંત મદિલા વળી અહહ કૈંક ડૂલાવતા.

વહ્યો યુગ જુનો, નહીં યુગ નવો જ ઊગ્યો હજી,
નિશા જ પસરી બધે અજબ ભૂતભડકા સજી;
અમાટવિ વિશે ભુલી ભુલવતા ઘણાને સુજી,—
નવો યુગ ઉગે જ કે ક્ષણ, કિહાં ન જાણંત કો.

અહો યુગયુગાન્તરાલ ઘનઘોર વાંમે ઘતિ!
ન માર્ગ દિસતો ભલે, અચલ મ્હારિ શ્રદ્ધા તું માં!
ન માર્ગ દિસતો ભલે: લઘુ મળે જ કાર્યો ભલે,—
ભુલૂં ન લઘુતા તથાપિ કરું પૂર્ણ નિષ્ઠાબલે:
ન માર્ગ દિસતો તથાપિ લઘુતા ન ઉત્સાહમાં;
ન સાથ ગુરુ, શિષ્ય ના: અચલ તોય શ્રદ્ધા તું માં. ૧૪

## પૂરો કિરણ

પૃથ્વી

પિતા, ન શિશુ હું હવે; પશુ નહીં હવે હે પ્રભો!
પ્રસાદકિરણો કિરો નયન દીન આધીનમાં;
મહાકર પ્રસારિ આ અનુગ્રહો કરો વામણા:
ભિખું લલસિ જાચું એક તમ પર્શને પાવક!
શશે પ્રકટ ઝાળ? તો પ્રજળશે જ સૌ પાતક!
પ્રહાર પડશે? ભલે: ઉચિત એ જ આ સ્થૂલને.
અચેતન વિશે ફસ્યો, તરફડે, છુટી ના શકે
સચેત કણ આ, પુરો બળું ઝળૂ છ લજ્જા વિશે.
અચેતન અસત્ય તુચ્છ અપવિત્ર જાણું પ્રભો,
પરંતુ નવ જ્ઞાન એ અનુભવ્યું હજી આ ભવે:
સચેત તણિ શક્તિ એ, જડ પ્રવાહસ્વામિત્વ એ,
ધ્રુવ દ્યુતિલ પંથ એ, જિવન એ, વિમલતા જ એ:
સજી સુકિ છુટો મ્હને ઋણ લખ્યૂં ચુકવવાનું એ,
પુરો કિરણ લોચને, બળ કરે જમાવો પ્રભો! ૧૪

# નિશા અને મૃત્યુ

પૃથ્વી

રહસ્યજનની નિશા! મનુ મહાનુભાવે શ્રુણી
સુકીર્તિ તુજ તાતથી, સહજ તે સમે એહને
ઉમંગ અભિલાપ શા ઉછળિયા હશે, રે ત્હને
સ્વયં નિરખવા, પિવા અજબ ત્હારિ એ મોહની!
પછી ઉદધિ ઊતરે રવિ, અને ચકિત લોચને
જુવે મનુ, રહે જ જોઈ તુજ ભવ્ય ઘેરૂં ગહન
અનંત દ્યુતિ-અંતરાલમય નેહભીનૂં ગગન.
—અને નવ શું રૂપવિદ્ધ મનુ હર્ષમૂર્છિત બને!

પ્રકાશ રવિનો જગજ્જગવતો, અહો, તે જ આ
વિલક્ષણ પવિત્ર ગેબિ મધુરી નિશા ગોપવે,
પતંગ ફુલ પત્ર પંખિગણ કોટિધા દાખવે,
ન સૂચવિ શકે ય તે તિમિર ભવ્ય દ્યુતિ દિવ્ય આ!
અને વિરમશો જરા,—દિન પછી નિશા હાવિ જો,
ગણ્યો દુખદ મૃત્યુ, જીવન વધૂં ન તે કેમ તો? ૧૪

# નંદ્રાને વિનવણાં

## શિખરિણી

અરે શીળી મીઠી સુખદ દયિતે આવ ચુમ ને
નવોઢા જેવી શૂં ખસત અળગી થાય અલડી ?
અરે ત્હારા કૂણા કમલયુગલે ભીડ મુજને
અને આ ઊઘાડી દગ તુજ લટે લેનિ ઢબુડી !
કહે ઘીના દીવા સુભગ અહિપાત્રે તું જ મને
વસે, કે પુષ્પોની સગમૃદુલ શોભીતિ સુરભી ?
સવત્સી ધેનૂ વા હરિત ચરતી તુષ્ટ વદને,
નદી કે જ્યોત્સ્નાળી મહિં અમલ સેલંત કલભી ?

કહે શૂં તૂં ઇચ્છે ? અધિક નવ તૂથી કશું મ્હને,
મનોરાજ્યે અર્પૂં પ્રિય પરમ જે હોય જ ત્હને:
મનોરાજ્યે માગૂં તુજ વિલસતી સ્વપ્નરમત;
વળી આદ્યે અંતે જગતસપનૂં આ ભવ તણું
ધરે કાલાતીત સ્થિર પરમ શાંતી અતિકથ,
કઈં તેનાં ટીપા ટપક, સખિ, વંદી હું વિનવું. ૧૪

# નિદ્રાને

પૃથ્વી

પ્રશાંત મધરાતનાં હિમઝરંત મૈયા કુંળાં !
મયાળુ મૃદુલાંગુલી પરમિ ભીડતાં દૃગ્દલાં !
છળ્યાં દૃગ સમંતતો નિશિત તેજભાલાં ઝિલી,
સુપર્શ દ્દબવો, દિયો હુંફ શિળી, યથા ધાણળી:
તથાપિ ય ન જો સ્વયં મગજચક્ર મુજ ડાહ્યલાં
ભુલે વિસમરે સ્મૃતી દખલ એમનાં વેવલાં,
અનંતવિધ દૃશ્યનાં દિન બધો જ ગુંફાયલાં,
–અહો રુધિર માહરે શિતલ શાંતિપ્રસાવને
સિંચો ફરિ ફરિ, પ્રહર બેત્રણે જે થકી
ચડે રુધિર તૃપ્તથી, પરમ તાજગી આપની
અને તન બધે, વળી મગજ ચક્ર ચક્રે ય તે
મનોજ્ઞ ખુશ ખ્વાબવીજ ચમકો રમંતી ઝમી,
વળી અજબ કૌતુકાભ્ર તમ ફરફરંતાં ચગી,
સલીલ ભરિ દે ફરી જગવિ ચક્ર સૌ, ચેતને !                ૧૪

# પૂર્વ યાત્રીઓને અંજલિ

વસંતજાતિ

યાત્રી અસંખ્ય મુજ આગળ આ જ વાટે
વાધ્યા સુધીર કદમે અવિરામ, ધામે
પ્હોંચી ગયા, નિરખતા વિમલાર્દ્ર નેત્રે
હૂં શા અસાધુ ચલચિત્ત ભયાર્ત બંધુને;
ને ઠોકરાઉં પડું હાય વદંત, પાછો
વાધૂં તિહાં લથડતો જ હતાશ, તે તે
વેળા વિપત્તિ અહ દુર્બળતા નિહાળી
અજ્ઞાત એ સદય પ્રાણ પુરંત બંધુને;

તે સ્નિગ્ધ યાત્રિગણને પ્રણમી રહૂં છૂં,
દેખૂં ન તોય મુજ અંજલિ પાઠવૂં છૂં,
હે સિદ્ધ બંધુગણ, કિંકર છૂં બિચારો,
ના ઊગર્યો હત વિના તમ નેહધારો,
આ ખાઇ ઘાતકથિ નીસરિયો ન આપે,
આશાળુ વાધું વળિ તે ય તમ પ્રતાપે. ૧૪

# ચડ્યે જતો — ૧

ગુલબંકી

અજાણુ યાત્રિ, કેડિ ડુંગરાળ જંગલે ચડે,
પદે પદે દ્રુમો લતાવિટેલ બે ચૂંપા નડે,
પછાડિ સૂર્ય વાદળે લપી છુપી સુવા જતો,
અગાડિ હારબદ્ધ માળ ઉપર માળ પર્વતો,
પડ્યાં સડ્યાં થડો સમૂળ ડાળપાન રોકતાં,
ચડી કુદી વધંત યાત્રિ, પાય જંતુ ચોંટતાં,
વાયુફૂંક સાથ ધૂળ કીટ પાન વર્ષતાં,
નસીબદાર જો ન તીક્ષ્ણ પાંખડાં ય સ્હોરતાં.
બેશુમાર દુર્ગતી : ન તોય યાત્રિ થંભતો,
સાંભળે કદા સુગીતખંડ અગ્રયાત્રિ ધ્વાન,
ઊપલા પ્રદેશથી સ્વછંદિ વાયુ આણતો;
વ્યોમમસ્તકે અને અગાધ ભૂ કું ભવ્ય મ્લાન
દાખવે કદા ત્રુટંત માહ્યથી ઘટાવિતાન,
વિરલ ઊડુ, ન્યાળિ આશાકિરણુ તે, ચડયે જતો. ૧૪

## ચડ્યે જતો—ર

### પૃથ્વી

ચડાણુ ચડતાં ભરાય દમ, સ્નાયુ હારી જતા,
ઉપાડવું પડે કલેવર યા પરૂં પોટલૂં,
ધકેલવું પડે જ સ્થૂલ નર્યું હોય શૂં ટાયડૂં,
સિરે સહજ તાપ પ્રજ્વલત ગ્રીષ્મઝાળો યથા.
પરંતુ જરિ શ્વાસ લે પથિક બેસિને છાંયડે,
હતો દમત વાયુ તેહ ઠંડક સિંચે શિરે ને ધડે;
સુગંધ મધુરા સરે રસળતા શું યાત્રી ગમે,
દગો ઉઘડિ ઘાટ રંગ છવિચારુતાએ રમે,
વળી દુર સુદૂર તે ક્રમક્રમે સરી જાય છે,
મથી કળણ ઘાટિ ટોચ ચડિયા જરી ન્યાળવા;
તિહાં ઉતરિ થાક,જરિ સ્વસ્થ જિવ થાય છે,
સમુદ્ર નગરી નદી ખિણ ચિતાર આખો ય એ,
સદારુચિર નિત્યનૂતન વદને ગમી જાય છે,
ચડાણુ રહ્યું તે ય યાત્રિ ઉત્સુક બને ઉઠી કાપવા. ૧૪

## હે પુમાન

### પૃથ્વી

ઉભી અહિં નિહાળ ચોગમ વિસર્પંતી કેડિઓ
વહે નજિક એકએક, ચડઉતર કેડિઓ કેટલી,
સુદૂર પણ એક એક થકિ વિસ્તરે કેટલી,
ચડી પડિ અનેકને મળિ પળે પરૂહી કેટલી,
— અહો જટિલ જાળઝોળ વિરચંત આ કેડિઓ!
ગ્રહે કઇ? ચરે કિહાં? પ્રથમ છાંડિ બીજી ધરે?
દિસે ઉર તણું તિહાં પણ ચડાણ શોધી વરે?
પ્રયાણ વિકટે ય ઊજમ ન અસ્લથી ઓસરે?
ભુલે, તુરત સાવધાન ચડિ જાય માર્ગે ખરે?
વધે તિમિર તોય ભીતર ઉજાસથી સંચરે?
પ્રયાણ તુજ આખું આમ પડિરુપસુશોભી પુમાન,,
ન થાય યદિ, તોય હામ ધૃતિ દે ન તું કજળવા,
ન પામર સમાં તુંએ રસળવાં ઘટે રઝળવાં,
બલાબલ સ્વકીય તેમ પરથી ઘડ્યા, હે પુમાન્. ૧૪

# ગયો જ તું અશોકમાં

ગુલબંકી

ડુબૂં ન શોકમાં, ગયૂં ગયૂં જ તે:
જતાં ય સર્વ જે રહ્યૂં, રહ્યૂં છ તે :
તે ય છે ન અલ્પ શાંતિ ધૈર્ય કાજ,—
રાગ તે અતાગ, તે અભેદ–અસ્મિતા જ,
તે સહોર્મિ, તે સહોન્નતિસ્મૃતિ,
તે વિપત્તિસાથ, અશ્રુ ગુપ્તમાં ય સંગતિ,
દોષ તર્ક તે ઉદારતા મધુર,
પળન્ત દૂર દૂર તોય ઊંડિ દૂરતા–ખબર,
ત્રુટન્ત સખ્યમાં ય તન્તુ તે અમર!
કાલસ્રોતથી ય જામતી અદૃશ્ય દૃષ્ટિ તે,
શાંતિ તે, વિરાગ તે, વધે છ વર્ષ વર્ષ જે.

ડુબૂં હુ શીદ શોકમાં ?–ગયો જ તૂં અશોકમાં :—
નિહાળ્યું કામ્ય સત્ય, કાન્ત : વા ગળ્યો અતર્ક્યમાં,
વા ભવે નવે સર્યો ફરી અશોક બાહ્યમાં. ૧૪

# એક મિત્રનું ભરજુવાનીમાં અવસાન

પૃથ્વી

અરે ! ખતમ આમ સર્વ ચપટી મહીં થૈ જતું !
અગાસું બસ એક અર્ધ ! ચરખો જ થંભી જતો !
અને ફળ અપક્વ. વેલ વળગેલ, કાચી કલમ,
ત્રુટે થડ તિહાં જ સર્વ હરિયાળું મ્હેકી રહ્યું
સુરેખ મલકંત સ્વપ્ન, કંઈ ગાન કંઈ નૃત્ય, આશાભર્યું,
–તમામ પર હીમનો હતક ઘોર ગુજ્રે જુલમ,
ઉપાય નવ જેહનો સુહ્રદથી ય દૈવે ય એકે થતો,
કમોતવિશ ફેલતું, કુલકખીલ વણુસાડ તું !

કમોત ? વળી મોત કોઇ કદિ ક્યાંય સન્મોત શું ?
દિઠો મનુજ ક્યાંય કોઇ જે નિજા'શાદગે
ન ઊન, અણુપક્વ ના, નિજ કુકર્મદાઝ્યો ન શું,
તવાય નવ જે સ્વયં ભરિ દિધેલ માહ્રાં ડગે ?
અને નવ ચહે જ જે અધિક જીવવું, એ બધું યે ભુસી,
સવેગ ઉપજાવવા વિમલ સૃષ્ટિ કો રૂપસી ? ૧૪

## જ. પી. ત્રિવેદીને અંજલિ

પૃથ્વી

૧

સમાજ ગુજરાતિ ભાત ત્રણુનો પુણ્યપત્તને:
જુના વણિક લાડ સ્થાયિ થયલા પિઢીઓ થયાં;
નવા વરસ દાયકો ય ઠરતા ઉંચા આસને,
અને વરસ એક પાંચ રહિ શારદા ધામમાં,
ઉડંત ખગ શા યુવાન ગુજરાતિઓ સેંકડો.
ત્રણેનિ લઘુમોટ સેન મહિં ગાળતાં જાતડી,
ત્રિવેદિ, સહુમાં પરસ્પર જગાડિ સદ્ભાવના,
ત્હમે ત્રિપટ એકતામય ગુંથેલ સંસ્થા વડી,
અનેક તણિ સ્થૂલઝીણિ, મિનિટોનિ વર્ષો તણી,
પ્રફુલ્લ રળિ આહુતી, મચ્યિ રહેલ ધ્યેયે સુખે.
વિશેષ વળિ સ્થાયિ સેવ કરવા તણાં સ્વપ્ન જે,
નિહાળિ રહિ'તી, ત્હમો ઉડિ જતા પડે ભાગિ તે,
પડે ગગડિ જેમ દેહ નિજ જાય આત્મા જિહાં.
અહો ! વિરલ આપણા મહિં ત્રિવેદિ શા સેવકો ! ૧૪

અહો વિરલ માણુસાઈ જગતે ત્રિવેદી સમી !
ચહે છ જગતે 'ધિકાર પદવી પ્રતિષ્ઠા ઘણા,
ચહે વળિ અનેક ગર્થ વધતૂં ભરંતૂ ગુંજા.
અતિ વિરલ જે કૃતજ્ઞ ન ગણે અ-કૃતજ્ઞતા,
ન સેવક નિરાશ જેહુ ન બને વિતે કાળ ને,
જરાય ફૂળ ના જુવે વિકસતાં, નિજ સ્નેહ ને
સદૈવ વરસી રહેલ નિજ નિઃસ્પૃહી શીલનાં.
છિયેં જ સઉ આપણે લઘુ નઠોર જંતુ નર્યાં.
તથાપિ જયમ કોલસા ખનિ વિશે ય હીરો કવચિત્,
જિવાત અણુની બિછાત મહિં યે મહાત્મા થતો,
સવારથ ઉરે ધરંત અણુ શો જ,–બસ ઝંપતો,
પલોપલ ય સેવ સાચ્ચિ સમુદાર અણુ માત્રની,
પલોપલ ઘસાય જે ચરત આચરત બંધુતા,
ત્રિવેદિ, ન દિઠો તુંશી અણુ જગે મહાત્મા વડો. ૬૪

## મો. કા.ની 'કાર'ને અકસ્માત

ગુલબંકી

ફાળ અગન, વારિધોધ, પૂર ને કરાં,
ઝંઝવાત, શીત, લૂ બુખાર ખોખલાં,
રેત, પથર, તેગ, ગોળિ, તીર, ગોફણાં,
પ્લવન, પાત, પર્ણ, ભૂકિ, મૂળ, ગુંદ છાલ સૂકિ,
થાક, શોક, ડંખ; જંતુ, ભો અફાટ,– રે કશી મણા
દેવ દૈત્યને મનુષ્યદોર આયુની
સટ્ટ કાપવા યથેચ્છ કાતરો તણી ?
સાંકડો જરાક માર્ગ, ધક્ક સ્હામિ લ્હારિની જરાક,
ને પડી ઉડી જ ગાડિ ખાઇમાં ધડાક,
ઊંડિ, સાંકડી, ટિચાતિ, ફૂખ ફૂખ વાર વાર,
કચ્ચરો હજારનો ઉડી રહ્યો ફુવાર !
—સો ય વર્ષ તાહરાં પુરાં તિહાં જ કામદાર,
અભિલષિતો, અધફલિતો, સુપનલલિતો,
ન જાણું કેટલાં ઉડ્યાં ફરર તે જ ઠાર ! ૧૪

# દ્યુતિકણી

પૃથ્વી

પ્રભો, ગઇ. રહી સદા તદપિ વ્યસ્ત બ્રહ્માંડમાં,
રહી દ્યુતિકણી વળી વિમલ પંડ-ઊંડાણુમાં,
રહી દ્યુતિકણી સજી વદન વ્યસ્ત બ્રહ્માંડથી,
જુવે મુજ ભણી ઘણી વખત લોચનો માંડતી.
ઉડે દ્યુતિકણી થકી ક્વચિત શબ્દછાયા વળી.
ઉડે વદન સૂર એ અસલરૂપ સામો થયાં,
—નહીં ફક્ત સ્વપ્નમાં વિજન માંહ્ય, ઐકાગ્ર્યમાં,
નહીં ફક્ત થાકમાં, વિપદમાં ઉરગ્લાનિમાં,
—અકારણ ઉઠે, શમે, સ્થલ બધે, દશા સર્વમાં,
ભમે મુજ સહે સદા ય, અવિભાજ્ય છાયા સમાં.
નથી વદન એ નથી શબ્દ એ રહ્યાં સ્થૂલમાં,
સહે નયન કર્ણ સ્થૂલ ક્યમ સૂક્ષ્મ હુમલા જ એ ?—
—સહે નવ સહે ભલે : દ્યુતિકણી ઝગો સર્વદા !
બનો વિમલ વિમલ વિમલ
નયન શ્રોત ઉર પંડ આ ! ૧૪

## જાગરણ

શાર્દૂલ૦

જાગ્યો માઝમ રાત, સેજ તજિને આવ્યો વહી બેઠકે,
ટેબલ્દીપ ઘસી સળી પ્રકટતો, ત્યાં ખુર્સિએ ચાંદની
છોટાં વર્તુલ હારબંધ કપડે આડાં હતી પાડતી,
ને વસ્ત્રે ઉપડંતું'તું ફરિફરી ધીમી મરુત્ફરફરે:
જાણે ખુર્સિ મહીં જ તૂં ઉંઘિ ગઈ,
ઊંઘે મૃદુ શ્વસિ રહી,
ઊઠાડૂં કરિં દીપ કે તિમિરમાં ચાંપૂં જઈ ખુર્સિએ,
છોટી ચાંદનિ વર્તુલાવલિ હરી, મ્હારી જ પીઠે ધરી ?
બુટ્ટો એ પ્રકટ્યો ન સ્પષ્ટ તહિં તો પ્રકટી ગયો દીપ એ,
ખાલી ખુર્સિ જ ચાંપતો જઇ પડ્યો તેમાં સનિઃશ્વાસ હૂં.-
તૂ જાતાં પછિ જાતનાં સુતસુતાના સર્વના હાલને
સંભારંત સરી ગયૂં હૃદય શૂં સ્મર્તવ્ય તે કાલમાં.
જ્યારે આપણ નૌજુવાન વયને માણી'તિ માણી'તિ તે !
એકે એક સ્મરંત એ સ્મરકથા, ચંદા ગઈ આથમી,
ને વીતી ય નિશા, ઉષા ઉડતિ શી
લ્યાવી રવી નિષ્ઠુર ! ૧૪

# મનુજજંતુની અલ્પતા

પૃથ્વી

ગઈ. ન ફરિ માણવી રજનિયો જ તે આ ભવે,
નહીં શરદ પુષ્પમાં, નહિ ય ગ્રીષ્મ વર્ષા રતે;
જિહાં જુગલ આપણે જગ બધું પરસ્પર હતાં,
ભવિષ્ય તણિ આશ માત્ર વળિ તાહરી કૂખમાં.
અરે ઉદયવર્ણિ આશ, ગઈ આથમી આમ તે!
ગઈ. સ્વજનહીન ને સ્વગૃહહીન જીર્ણું હું તો :
હતો ઘર થકી અકેલ, તું જતાં વિશેષે હવે.
હતો રખડુ મૂલથી, ઘરરખૂ પુરો ના બન્યો.
* સગાં સહપ્રવાસિ સાથિ સમભાવિ પરકીય ને
ગૃહે સહિ લઈશ જે હજિ ય વર્ષ લેવા રહ્યાં.
નિતાંત નિરદે અહો મનુજજંતુની અલ્પતા :
ત્હને જિવત રાખવા કરી ચુકયો બધું,—વ્યર્થ તે;
અને દ્વિગુણ વ્યર્થ સર્વ જિવવૂં મુવા તુલ્ય આ. ૧૩

* આની પહેલાના પંક્તિ અંગે જુઓ 'વિવરણ'.

## એક આશા

પૃથ્વી

તથાપિ મુજને પ્રતીતિ, કહું કે હુંને આશ છે.
ગતાનુભવ સિદ્ધ, કે વિકલ તો ય માનવસ્મૃતિ
ધરે ઇલમતીજુથી: અતિ હઠીલિ લોભી ય તે
ઉદાર સરલ સ્વલ્હેરવશ, કોઇ ધન્ય ક્ષણે
ઉઘાડિ નિજ ગુપ્ત રિદ્ધિ, નયનો ચકિત રીઝવે,
ઘણાં વરસ ચીમળાઇ ગયલે હયે છાડિ દે છે સુધા,
પુરાણુ દિલદાર મૂર્તિ બસ અસ્લનૂર અસ્લી છટા
સજીવન સલીલ યૌવનમદે ભરી દાખવી!
હજી ય મુજને હશે સુભગ દર્શનોલ્લાસ એ
નિશા સ્વપનમા, દિવા સ્વપ્નમાં, અછડતા જ કે,
કદાપિ પલવિપલ, કાલનદ કે સ્વયં સ્તબ્ધ જ્યા
અકાલ અન્વહંતનો અકળ ઘૂટ પીએ તિહાં!
અપાર્થિવ ગુહાગરેબિ ચમકંત એ દર્શને દર્શને
શકીશ વિચરી હું સ્વસ્થ સમચિત્ત સૌમ્યાશયી. ૧૪

મિશ્રજાતિ

અને હવે, છદ્મિ વિશે વસી પ્રિયે
અનિમેષ સાક્ષી મુજ ઉત્તરાયુની,
વધી રહ્યાં ટેકવિ ’ન્યોન્ય આપણે
હોઠાં તેથી હું ટક્યો એકલ શ્વસી.
બન્યો છ શૂં વ્હાલ અમાપ ત્હારાં
અનંતનો પાત્ર અનંતકાલ ?
આ પ્રશ્ન ક્યારેક ઉઠે ઉઠે છે,
જાણું ન ઉત્તર, નવ તેનું કાંઈ,
પ્રિયે ન બોલે, ન બોલી શકે તૂં,
બોલે યદી, નૈવ સુણું ત તે હૂં.
વ્હેરાં મૃગાંનૂં જ છે વિશ્વ આ ભર્યૂં !
જ્યાં હો ત્યાંથી જોય તૂં જોય હૂંને,
બીજૂં કશૂં ક્યાંથિ લહૂં, સ્મિતાનને ?
પૂછું ય અમથું : પ્રિત રીત છે, વેવલી એ. ૧૪

# પ્રેમની ઉષા

મંદાક્રાન્તા

પાડી સેંથી નિરખિ ગહિ'તી ચાંદલો પૂર્ણ કરવા,
ઓછો લાડે કુજન કરતા,' કંથ કોડામણા હો,
વલ્લીવાયૂ રમત મસતી ગેલ શાં શાં કરે જો !'
ત્યાં દ્વારેથી નમિ જઇ નિચો ભાવનાસિદ્ધિદાતા
આવ્યો છૂપો અરવ પદ, જાણે ચહે ચિત્ત સરવા,
–ને ઓચિંતી કરઝડપથી બે ઉરો એક થાતાં !
કંપી ડોલી લચિ વિખરિ શોભા પડી સ્કંધદેશે,
છૂટી ઊંચે વળિ કરલતા શોભવે કંઠ હોંસે :
'દ્હાડે યે શૂં ?' ઉચરિ પણ મંડ્યાં દૃગો નૃત્ય કરવા,
'એ તો આવ્યો કુજન કુમળૂં આ મિઠું શ્રોત ભરવા.'
'એ તો રાતો દિન ફરિફરી ઊર ઉપડ્યા કરે છે.'
'તોયે મીઠૂ અધિક ઉભયે કંઠ જ્યારે ભળે છે.'
ગાયૂં : પાયા જિગરે જિગરે પેયુપો સામસામાં,
ન્હે ત્યાં ચાંદા સુરજ હજિ, એ પ્રેમ કેરી ઉષામાં.    ૧૪

મંદા૦

વ્હાલી, ત્હારો સ્વર મધુર આ કાનને સંભળાય,
વ્હાલી, ત્હારાં મૃદુ લલિતથી ચિત્ત અત્રે હરાય;
ન ક્હૈં કામે પડિ ડુબિ તદાકાર હોઇશ તિહાં યે
ઓચિંતી રે પરિ સમ હવામાં તરે સ્પષ્ટ સોહે
મૂર્તી ત્હારી, અધર ધરતી છેલ્લિ ચૂમીસલામે,
આંખો આડી કરત ચડતું આંસુ સંતાડવાને.
એની સામે નજર જ ઠરી જાય ને યાદ આવે
આધીપાછી અનુભવઘડી, જે ન ભૂલી ભુલાયે;
સંયોગે જે ઉછળત સુખો પાઇ પાઇ પિધેલાં,
ને આપત્તી વિષમ પડતાં સ્નેહઅંકે વસેલાં :
તારાઓ ને જરિ ચળકતો વાદળોન્યૂ જેમ
સાથે જામે રજનિનભમે, આ બધી ચિત્ત તેમ.
સ્વપ્નાં આવા ઘડિ પછિ શમી જાય ને પ્રશ્ન મૂકે :
વ્હાલી, ચિત્તે તુજ કદિ હુબે સ્નેહસંભારણો કે ? ૧૪

## નાયિકાની છેલ્લી સલામ

શાર્દૂલ૦

માગ્યો પ્રેમ મળે, ન કોઇ પ્રજળે નિઃશ્વાસથી ચેતના;
ક્યાંથી હોય જ પ્રેમકર્પંક ખુળી સદ્‌ભાગ્ય પૂરાં વિના :
ત્હારો દોષ ન લેશ, આ જન નહીં ઔદાસ્ય સાંખી શકે,
મ્હારા લાયક ભાવિમાં ઉતરતાં આશીષ દૌં.–શી, સખે?
શક્તી સાધન જ્ઞાન તેજમય તૂં મૂર્તી જ તારુણ્યની,
ઈર્ષ્યા મૂક બની રહી, ઉમળકે વંદારુ સ્પર્ધા બની !
કીર્તી પ્રૌઢ ચિરાયુ શુદ્ધ તલસે, બીજં લહે તુચ્છ, તે
આકાંક્ષા સમયોગ આણિ મુકજો કાલાબ્ધિ ત્હારે:પદે.
સૌંદર્યો સ્જનાર માનસતલસ્પર્શી પ્રસાદી કવિ,
કિંવા બીજ નવાં સ્વદેશમહિમાનાં રોપતો રાજવી,
ભાસે એ તુજ ભાવિ તે શું ખિલશે સોળે કલા કે નહીં ?
–રે પ્રાર્થું કિરતાર, દિવ્ય વરના દાતાર, દેજો સહી
નારીપ્રેમ વયસ્યપ્રેમ, પ્રતિભા જે રાહુથી રક્ષતા,
આત્મા મધ્ય સદૈવ શાંતિલય ને
સૌમ્યદ્યુતી પોષતા. ૧૪

## નાયકનું ચિંતવન

### શિખરિણી

બનૂં સંન્યાસી હૂં ? નથિ રતિ મ્હને બાહ્ય નિવહે,
અને આત્મા એથી તનજડિત ક્યાં થાય અળગો ?
ખરા સંબંધી જે પ્રણયરસ રેલી ઝિલિ રહે
નથી આત્મા તેથી પણ હૃદયધારી જ અળગો.
ગૃહસ્થી ધર્મોમાં તનમન પરોવી સુખ લહે
ભજે મોટો ધર્મ, ક્યમ સુખધિ ચે તેહ અળગો ?
અને જેની ખોટે ભવ તરફડે, શોણિત વહે,
પળે તેની આશે, ક્યમ ભવધિ ક્હેવાય અળગો ?
પટે આશા ખોટી ? અવનિરસની કોઇક કણી.
ઉડી આકર્ષાઈ ગિરિહિમસમૂહે જડ બની;
વસી વા મેઘોના સતત ઝુલતા મંડપ મહીં :
ન તે આવે પાછી પરમ હિતનૂં બીજ બનિને,
તથાપી જે જે શીતલ લહરિ છાયા ય ભુમિને
મળે, તેમાં એનો પણ શું લવલેશે યશ નહીં ? ૧૪

## નાયકનું પ્રાયશ્ચિત્ત—૧. પાંખો

શાર્દૂલ૦

પાખો નૂતન લાગતી ઉઘડિ તે જોતો હસંતો ઘડી,
ને જોતો ભવવ્યોમ મુગ્ધ નજરે, જાણે ઉડી જૌં ચડી,
જાણે અંબરમસ્તકે ચળકતા રંગો વડે વાદળી
આશા નિર્મિત, તેહની સુભગતા પાખે ઉલ્હાસે ભરી
તેથી યે ઉડુ પાર હૂ પલકમા, ને લોક ભૂમંડલે
ઊચા નેત્ર વિકાસિ સ્તોત્ર વદતા ન્યાળી રહે વિસ્મયે!
હા ? એ સ્વપ્ન અવર્ણ્યસુંદર ! ન એ પાખો, ન એ વાદળી,
ને એ લોકવખાણ તો—તમતમે કર્ણે હજી યે જળી!
એ મૂર્ખાઇ વિશે ત્હને અવગણી,—દીઠો ન રે સ્નેહને!
તો યે તૂ ધરિ ધૈર્ય ત્વન્મય રહી, કેવી તુ વ્હાલી મ્હને!
ભાવીમા ન ફરૂ કદાપિ,—કયમ એ આપી શકૂ કોલ હૂ
ભૂતજ્ઞાનથિ ખિન્ન છેક થયલો ? માટે કહૂ આટલૂ
કે પ્રીછૂ તુજ પ્રેમ કોમલ સખી, ને આ ઉરે જે કઇ
ગાંભીર્ય દ્રઢતા વળી સરલતા, તે જાણ ત્હારા સહી ૧૪

## નાયકનું પ્રાયશ્ચિત્ત– ૨. મોગરો,

પૃથ્વી

પ્રિયે, તુજ લટે ધરૂ ધવલ સ્વચ્છ આ મોગરો,
નહીં નિકટ એથિ પર્યંહક આ સમે માહરો
બને ચકિત ? ના, ખરૂ જ કહુ,–ના, દયા ના સહૂ !
કયા વચન શોધુ ? આ જિગર ખોલિ દેવા ચહૂ
કુટુંબ વચમા સુરક્ષિત ઉગી, ન જગ જાણતી,
સુકોમલ પવિત્ર મૂર્તિ, મુજ એક દેવી છતી !
નિહાળ દલ મોગરે, મુજ ઉરે પડો એટલા !
અને કહુ શિ રીત જાય, સખિ ગ્લાન એ કેટલા,
'દુરીત' 'અપરાગ' 'મોહ' વચનો સુણ્યા તો હશે,
કરે મલિન કેટલૂ ઉર ન તૂ કદા જાણશે
પરંતુ પ્રિય દેવિ નૂ ઉતર્ગિ હાથ મુજ સાહવા,
–જરા ધિરજ ! જરા વખત ! તલસુ પોત પ્રકટાવવા
દલેદલ વિશુદ્ધ આ કચ વિશે દિપે મોગરો,
દલેદલ ઉજાળી આ ઉર,–પછી જ હુ તાહરો ૧૪

## નાયિકાનું ઉત્તર

પૃથ્વી

કહો ન જગ જાણુતી, નવ મ્હને ત્હમે તો દિઠી,
અને તરસ તનખ નેહ-અવગાહની આ મિઠી,
રહી તદપિ કલ્પના, ઉર વસ્યો ચહે આશિક,
ગ્રહો કર, ન સ્વપ્ન ?—જીવન હશે ન જૈવાતૃક !
' દુરીત ' ' અપરાગ ' આદિ નહિ આળ કાને ધરૂં,
પ્રતીતિ સતમાં મ્હને મુજ, લિયો ભલા પારખૂં.
દઊં અભય પાપનું: ખરિ જ દેવિ !— થાપો ઉરે
વિલાસિ વપુ આહુતી નિરવશેષ મ્હારી ખરે.
અને, ગરુડ તૂં ઉંચે નભ ચડંત જ્યાં જ્યાં વહે,
લિયે ઉડયને ન કેમ નિજ સાથિ આત્મા સહે ?
પવિત્ર કરું હૂં ત્હને : ખિલવ તું કલા માહરી :
પિયૂ ! સરજિયેં નવી હસતિ સૃષ્ટિ આશાભરી !
કહે કરવું ગાન ? બોલ લલકારિયે પ્રાર્થના ?
પલે પલ ઉઠંત સૂર હિતસાધુ સહધર્મિ દાંપત્યના. ૧૪

## પ્રાર્થના

પૃથ્વી

પ્રભો ! શિર નમ્યૂં. નમ્યૂં જ ધરું સવદા એટલી
વિશુદ્ધ મતિ રાખજે : સકલ અન્ય એમાં લહું.
જુવે શિશુ તણી ખરી જિગરની બધી લાલસા,
અને વળિ જુવે – ઉઠી ફરિફરી તરંગો ઉપર
પ્રસારિ નિજ મેલ ફીણુ વમળો અરે કીટકો
લસે અમિત, ને શમે તદપિ છાર મૂકી જતા.
અરે સરિત માહરા જિવનની ! અરેરે, પ્રભો !
વહે ફરિફરી તરંગદળ ક્યાંથકી એહવાં ?
હશે પવનસંતતી ? ઉદધિની જ વેલા હશે ?
દિસે નહી દિસે અગર તિમિરગહ્‌વરો અંતરે,
ધસે વળિ ધસે તિહાંથિ મળ જંતુ વમળો જ એ ?
અદૃષ્ટ ભવથી વળી જિગરના જુના પાપથી
બચાવ ! જય આપ ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે સલિલઓઘઅર્ઘ્ય તુજને ધરંતો પ્રભો ! ૧૪

## પ્રેમનો પ્રાતઃકાળ — ૧

શિખ૦

પ્રિયે, દ્દેહો અર્ધા, હૃદયમન અર્ધાં ઉભયનાં
અને આત્મા ક્યાંથી તુજ મુજ જુદા હોઇ જ શકે ?
જુદા ક્‌હેતા જ્ઞાની, પરમ પદમાં એક કથતા,
ન તે આ સૌન્દર્યપ્રણયિ દગ સાચૂં લહિ શકે.
ભલે વા એ સાચૂં, જડ જન હશે એમ ચડતા,
પ્રિયે ત્‌હારા મ્‌હારા ઉડણપથ અદ્વૈત રતિના.
સ્વયંભૂ પ્રેમાગ્નિ પ્રકટ હૃયમાં એકલશિખ,
ધરી એ વેદિમાં તનમનઉરાત્માર્ધ ઉભયે,
પ્રિયે, ત્‌હારાં મ્‌હારાં દ્રવ કરિ મિલાવી જ તપતાં
પુરાં લગ્ને સાધી વિમલ રતિઐક્યે વિહરિયે.
ધરી કાયાપ્રીતી નરપશુ લહે પામર સુખો,
સજી આત્માપ્રીતી અમર રસમોજે ઉછળિયે.
ઉગ્યો ભાનુ આજે તનમન ઉરાત્માર્ધ ઉભયે,
નિશાંધારાં નાઠાં ફરફરિ રહ્યા દિવ્ય અનિલો. ૧૪

શિખં૦

પ્રિયે, પ્રેમાર્કે આ હૃદયપણું ત્યજી જીવન લસે,
શય્યા રાત્રીમોહો તનમનઉરાત્મોર્મિ નભસે;
હતાં અંધારે જે મમ તવ તું-હું મૉજ કરતાં,
ન એ ખૂટ્યા મોજાં; પણ અવર બ્હેનો ય જગમાં
વહંતાં જેમાં યે હૃદય મન આત્મા અણગણ્યાં
સુખેદુઃખે સાથી પ્રણયજિવને આપણ સમાં
મથંતાં આ દીમે, નિજ મલ પ્રજાળી શુચિ થતાં.
ભલે ત્હારો મ્હારો પ્રણય, પણ એ યુગ્મગણથી
ફુટી વ્હેતાં જો આ પ્રણયઝરણાં શાં મલપતાં!
ભલે ત્હારી મ્હારી પ્રણયઝરણી એ સહ ભળી
ઉચે ને ઊંડાણે રસવિનિમયે રાચતિ ઝિલી!
જડો જ્યાં ત્યાં જીવો, જહિં જહિં જુવો જીવ રતિ ત્યાં,
ગ્રહો દેવો સૌ એ સુભગમધુરાં નૃત્ય કરતાં,
પ્રિયે, તો સૌ સાથે મળિ ભળિ જયેં આપણ ગળી. ૧૪

# વધામણી

મંદા૦

વ્હાલા મ્હારા, નિશદિન હવે થાય ઝંખા ત્હમારી,
આવો આપો પરિચિત પ્રતીતી બધી ચિત્તહારી
દૈવે જાણે જલ ગહનમાં ખેંચિ લીધી હતી તે
આણી સ્હેજે તટ પર ફરીને મ્હને છોળઠેલે;
ને આવી તો પણ નવ લહૂં ક્યાં ગઈ'તી શિ આવી,
જીવાદોરી ત્રુટિ ન ગઇ તેથી રહૂં શીષ નામી.
ને સંસ્કારો ગત ભવ તણા તે કની સર્વ, વ્હાલા,
જાણું સાચા, તદપિ અવ તો સ્વપ્ન જેવા જ ઠાલા:
માટે આવો, કર અધરની સદ્ય સાક્ષી પુરાવો,
મીઠાં સ્પર્શો, પ્રણયિ નયનો, અમ્રતાલાપ લાવો.
બીજૂં, વ્હાલા; શિર ધરિ જિહાં 'ભાર લાગે શું ?' કહેતા,
ત્યાં સૂતેલું વજન નવું વીતી ઋતૂ એક વ્હેતાં;
ગોરૂં ચૂસે સતત ચુચુપે અંગુઠો પદ્મ જેવો,
આવી જોઈ, દયિત, ઉચરો લોચને કોણ જેવો? ૧૪

## વરવહુ અમે

શિખ૦

જતાં'તાં સાંઝે જ્યાં વરવહુ અમે લ્હેર કરતાં,
ન જાણું જે શાથી વરવહુ અમે તો લડિ પડ્યાં.
લડ્યાં; રોઈ એ, ત્યાં મુજ પણ થયાં પક્ષ્મ સજળાં,
પછી આંસૂ ચૂમી ફરિ વરવહૂ અસ્લ બનિયાં.
અહો ખટ્‌મીઠાં એ કદિક સળગંતાં છમકલાં
ઝબૂકી હોલાતાં ઉછળિ વળિ તત્કાળ શમતાં,
ગળૈતી ફૂણેરી પ્રણયિજન ભાવોર્મિ કરતાં,
જિહાં આંસૂ સાથે અધરરસપીયૂષ ઝરતાં.
પછી આવી પહોંચ્યાં વરવહુ અમે તે નદિતટ,
જિહાં સૂતૂં'તું જે અતિથિ અમ અલ્પાવધિ હતું,
તિહાં તેની ન્હાની કબર કુમળીની જ નિકટ
વિરામ્યાં, ને જૂનૂં જિવન ફરિ એ અર્ધ કજળ્યૂં
સ્મરંતાં, પ્રત્યક્ષે પુનરનુભવંતાં, વરવહૂ
અમારૂં એ પાછું દૃગ અધર પીયૂષ ઉછળ્યૂં. ૧૪

# પ્રેમનો મધ્યાહ્ન

મંદા૦

વ્હાલી, સાથે સુખદુઃખ લહ્યાં હૈયું હૈયે જડીને,
એકે બીજો અનુભવઘડાતો દિઠો અંતરાત્મા;
આનંદોર્મીશિખર પર ને પાપની ખાઈયોમાં
સાથે દીઠી પરમ કરુણા હાથ હાથે ધરીને.
વ્હાલી, નૌકા ધસિ ઉદધિ મધ્યે તજી દે નદીને,
સિંધૂ મુદ્રા વિવિધ ધરતો,—નાવ ચાલે બધીમાં:
જ્યાં જ્યાં સંધી નભઅવનિના, નાવમાં બંદરો ત્યાં!
ઝંઝા, શાંતી, વચલિ સ્થિતિઓ, એક સૌ આ તરીને
આધી આધી જનનઘટિકા, સાંભરે તે ન જેવી,
આધી આધી યમજવનિકા, જાણિયે તે ન કેવી.
માથે ઊંડું દ્યુતિદલ લસે ચૌદિશે વારિ ઊંડું,
ને બંનેમાં અ-વચ અ-કળાતૂં લપાતૂં શું કૂડૂં?
માંહ્ય બાહ્ય પુરુષ પ્રકૃતી ધ્રૂજંટી અંબિકા એ!
તે-હું-હૂં-તું ત્રુટિરહિતનૂં દ્વંદ્વ અદ્વૈત શૂં એ! ૧૪

## જૂનું પિયેર ઘર

મંદા૦

બેઠી ખાટે કુરિતબિ બધે મેડિયો ઓરડામાં,
દીઠાં હેતે સ્મૃતિપડ બધાં ઊકલ્યાં આપ રૂડાં.
માડી મીઠી, સ્મિત મધુર ને ભવ્ય મૂર્તી પિતાજી,
દાદી વાંકી રસિક કરતી ગોષ્ઠિથી બાળ રાજી;
સૂનાં સ્થાનો સજિવન થયાં, સાંભળૂં કંઠ જૂના,
આચારો હૈં વિવિધ ઢબના નેત્ર ઠારે સહૂનાં:
ભાંડૂ ન્હાનાં, શિશુસમયનાં ખટમિઠાં સોબતીઓ
જ્યાં ત્યાં આવી વય બહલિ સંતાય જાણે પરીઓ.
તોયે એ સૌ સ્મૃતિછબિ વિશે વ્યાપિ લે ચક્ષુ ઘેરી,
ન્હાની મોટી બહુરુપિ થતી એક મૂર્તી અનેરી:
ચોરીથી આ દિવસ સુધિમાં એવિ જામી કલેજે
કે કૌમારે પણ મુજ સરે બાળવેશે સહેજે!
બેસી ખાટે પિયરઘરમાં જિંદગી જોઇ સારી
ત્યારે જાણી અનહદ ગતી, નાથ મારા, ત્હમારી. ૧૨

## વર્ષાની એક સુંદર સાંઝ

મંદા૦

શાંતી ! શાંતી ! ઝરમર ઝરી ગૈ ગળી વાદળી આ,
અંધારી નીરવપદ ગિરિશૃંગથી જો ઉડી આ !
ઊંચો દીપે ઘુમટ ફરિથી વ્યોમ કેરો વિશાળો,
જેમાં મુક્તાતુરણ–ભગણે ઓપતી અભ્રમાળો.
બેઠો બેઠો સખિસહિત હૂં માલતીમંડપે ત્યાં
ધારા જોતો, શ્રવણ ભરતો નૃત્યથી બુદ્બુદોનાં;
ત્યાં ગૈ ધારા, શમિ પણ ગયા બુદ્બુદો, ને નિહાળ્યા
શૈલો, વચ્ચે સર નભ સમૂં, મસ્તકે અભ્ર તારા.
ને કોરેથી સલિલ ફરક્યૂં, શુભ્ર ચળક્યૂં, અને જ્યાં
વૃક્ષો ટીપાં ટપકિ ન રહ્યા ડાળિયોનાં ભુમીમાં,
ત્યાં એ નીલૂ સર લસિ રહ્યૂં દિવ્ય આયે રસેલું,
પાછૂં જોતાં,–ગિરિ પર સુધાનાથ હાસે મધૂરૂં !
'વ્હાલા, જોયૂં ?' વદિ તું લહિ ત્યાં ચંદ્રને દશ્યસાર,
ટૌકો તારો, અલિ, સર ગિરિ વ્યોમ ગુંજ્યો રસાળ ! ૧૪

# પ્રેમનું નિર્વાણ

મંદા૦

વ્હાલી, આવ્યા અહિં સુધિ ચડી, જો હિમે શૃંગ પેલુ,
આછુ સામે બરફમય દિવ્યદ્યુતી શંભુ જેવૂ,
શાંતિજ્યોતીપ્રણુવ કિરણે એ ભરે વિશ્વ આખૂ,
દીઠા રશ્મી બહુ વખતથી એ સ્વયં આજ ઝાખ્યૂ !
પ્રીતી કેરા વિમલ અવગાહોતણો એ વિકાસ,
પ્રીતીનેત્રો શુચિતર બની પામિયા એ પ્રકાશ
પ્રીતીપ્રાણો પ્રબલવિમલા ભેદજિત્સિદ્ધિ પામે,
દ્રોહો ભેદી ઝગઝળત એ જ્યોતમા શોક શામે !
વ્હાલી, ક્યા તે ઉપત્તળિયે સર્વ દ્વેશો છુપંતૂ,
જ્યોતીમા યે અનિર્વચની છાટ જેવૂ લપંતૂ,
બાહ્યે માહ્યે અતલકુહરે યે સદા જે કળાતૂ,
આનંદારિ અણુતિમિર તે આજ રહેજે ભુલાતૂ !
વ્હાલી, કેવા જનનનિધનો પંડલય વાત કેવી !
કેવા તૂ હૂ ! અસલ રસમા એક સોહં શિવોહં ! ૧૪

## 'પ્રેમના દિવસ'નું પરિશિષ્ટ : 'વામા'

[લટકાળી લલનાને લલાટ ઝૂલતી લટ]

વ'સન૦ શાર્દૂલ૦

વામા, બિલોરિ પુતળી, નસજાળ ભૂરે
ટીપેટિપું રુધિર ઓપત પોખરાજી
તાજું ગુલાબ લજવાય જ જેનિ આંચે.
જ્યાં બે કપોલ પર ખંજનપિચ્છ ફ઼ર્કે
ત્યાં નેત્ર ને અધર શા મલકંત સોહે
ચીબૂકની લબક આકર્ષી રહે ને.
એ ટીખળી મૃદુ મુખે સુખ સ્પર્શ ધન્ય
કોના થશે મલપતા ? કદિ ? બોલ વામા !
એ સ્પર્શથી શરમ ને સુખકેરિ લાલી
એ પોખરાજિ મુખડે અરવિંદ રંગશે,
ને એ સુધામદ રગે રગ ઉત્પતંતાં
—વામા બિલોરિ પુતળી ઉચકાઈ જાશે
વેલી થઈ વળગતી ઝુલતી લપાશે,
અંબોડા સરિ બેયને લટ લટે શાં સ્પષ્ટ સંતાડશે ! ૧૪

# ઇલેન્દ્ર વિધુશેખરન્

## પૃથ્વી

જુહાર વિધુશેખરન, વય શતાબ્દનો તું હવો.
ગરેડિ નવ, દોર ના, ઇજનેર, ના મ્હાવત,
લઈ ઉચકિ પીઠ, કુંભ અલિકે ઝુલાવી, મહત્
દ્વિદંત વચિ ટેકવી, ગજ પચીશ ઊંચો, કુવો
જહાજ વચલો શું, સ્તંભ વજને કદે એહવો
દરેક સુપ્રસંગમંડપ તણો, તુ માહાબલ
હતો વરસ વીશનો ત્યહિ થિ રોપતો એકલ,
અહો ફરજ તે તુ આજ પણ શો બજાવત હવો!

હવે વિરમવું ? નિવૃત્ત બનિ વર્ષ એ શી કરી
કલાથિ રસથી મહાફરજ તે શુ કરવી પરી ?
નહી. મરણ ઢૂકડે અગર દૂર સો વર્ષ હો,
ઘટે ન વિધુશેખરન્ મરણ અન્યથા ત્હારુ તો.
મહાન બસ એ જ સેવ કરતા તનૂ છાડવી,
નથી શુ ગજરાજ તૂ ? અથ શુ ક્ષુદ્ર છો માનવી ? ૧૪

## ગામોગામે : શ્રી દેવેન્દ્ર સત્યાર્થીને અંજલિ

શિખ૦

"અહો ! છે ત્હારી આ કળિ સમ સુતા, સ્ત્રી પદ્મણી,
અને ગામોગામે પગ પર જ ત્હારી ટહેલણી !"
"સુણો, ગામોગામે ધુળમહિં ભર્યા રત્ન-ઢગલા,
સુતા સ્ત્રી સંગાથે વિણું, સજું છ કંઠે સુવિમલા.
અહો ! સ્ત્રી ને કન્યા રતન ય જડ્યાં પર્યટણમાં,
જડ્યાં તેવાં ભાગી સહજ બનિયાં કર્મ શુભમાં.
મળે પંથે પંથી, રસળું સહ, ગાઉં, સુણિ રહું,
અમોલાં રત્નો સુપ્રભ રસઝરાં એમ જ રળું,
સજૂં છૂં કંઠે તે, સુણવિ કઈ, ઝાઝાં સુણિ લઊં,
વળી પામૂં સંજ્ઞા અવર જડવા ગામડું કયૂં ?
કરૂં ગામોગામે ઘરવખરિ અંસે લઉં વહી,
જિહાં રાતે વાસો ઘરવખરિ ઉચ્છીર્ષક સહી;
દિયે ગામોગામે બિરુદ જન 'ખાનાબદઉસ !'
હસે ગામોગામે જન ઘર બધૂં દેખિ
ખડકેલ અંસ !" ૧૪

## નાશદર્શન

પૃથ્વી

તરંગ અગણિત તરંગ સરતા વધે કાંઠડે,
અનંત સલિલો સવેગ સરખા બધેથી ચડે,
પ્રકાશ ન, ન અંધકાર, ન હિ અભ્ર, અનિલે નહીં,
ન સૂર્ય, નહિ ચંદ્ર, તારક ન એક, વ્યોમે નહીં.
ચડી દૃઢ પદે સવેગ ભરતી ખલક ચાંપતી,
અખાતમહિં બેટવૃંદ જલસેજ પોઢાડતી ·
ઉભો નિરખુ એ અનંત સલિલોર્મિના સૈનને,
નહીં દિવસ, ના નિશા પ્રલયકાળમાં વ્હેનને.

ગ્હને પ્રિય જલો સફેત અનિલો સહે ગેલતા,
ગ્હને પ્રિય સુધાકરે દિનકરે જલો સેલતા,
ચડંત ઘટમાં અશબ્દ દ્યુતિહીન આ' શાંતિમાં.
ડુબૂ જડ બની ગ્હૂ -દિગદિગંત ત્યાં વ્યાપતી
લને અજબ ચીજ, મંદ પસરે અહો 'ના'-શ્રુતિ !
અહો ! કિરણ સૂર્ય અંગ અવિતાનિ નાશ તણાં ! ૧૪

પૃથ્વી

પૃથા સુતિ નિહાળિને મૃદુલ ઊર્મિતાને પડી,
ઉંચા નિજ અવાસથી ગગન છેક છાના તિહાં
ગ્રહી ક્ષણ અમૂલ્ય સદ્ય સરિ, મૂક રતિમંત્રથી
પરિષ્વજનશૂર ચક્ષુ મુખ આવરે રે બધાં
સુકોમલ સુહંત અંગ, પુલકંત અંગાંગથી.
ઉછાંછળિ વસંતથી, દ્યુતિકઠોર વા ગ્રીષ્મથી
પરિષ્વજન આ હતું પર, વળી સુદૂરે હતાં
ઉષા ઉજમસ્હોઇ, ઓપચપલા સતી સૂર્યની,
નવેંદુરયણી, ત્યમે વિરહુઃખિણી યામિની.

સમીપ અનુરાગિ સાક્ષિ સહભોગિ કો ન્હેં હતાં?
હતો વિધુ, હતી સુવાલસત દીપતી વાદળી;
વળી યુગલ એ પરસ્પર ગયેલ એવાં ગળી,
સુગાઢ મૃદુ તે પરિષ્વજન માંહ્ય વર્ષી રહ્યાં
ન તે રસ, ન સૌમિની, કિસલયો ન,–તોયે ખરાં! ૧૪

# તું તે જ હું, હું તે જ તું

શાર્દૂલ૦

તું છો કોણ ? હણાવતો કળ ? અલ્યા ઠેલી રહ્યો બારણાં ?
રૂંધ્યો ધ્યાન વિશે હું અંતર જલે, ત્યાં આમ વિક્ષેપ કાં ?
અત્યારે તું વદાય થા, વળિ નિરાંતે સાંઝરે આવજે,
કૂદેજે મર્વ, ઉરે ભલે હસવજે, સાચૂં મિઠૂં અન્ય જે
નક્કામૂં ય ભલે તદા ભરડજે, ટોલ્લા ય દેજે ઇતર,
—હા ચે હા ભણું હૂં ય, થાપિ તુજ શૂં
થાપી ય ઠોકૂં જબર !
જા તૂં જા પણ હાલ તો વખત ના ફાજલ અહીં છે રજે,
જે હૂં સાધિ રહ્યો સમગ્ર મથને,
તે આમ પારચો અલ્યા જાણજે !
શૂં ? ના ઓળખતો મ્હને ?
ન વચનો મ્હારાં વિશે સ્પષ્ટતા ?
નીચો કંઠ પટે ? વળી વિવિધ ને અકળાવતા સુઝવતા,
સૂરો ને પલટા અઠામ પડતા ? છૂં જન્ન ? છું જાનવર ?
પંખી ? કીટ ? પતંગ ? પન્નગ ? ભલા છૂં ભાવિ ?
છૂં ભૂતવર ?
ના શૂં ઓળખિયો હજી ? તુજ ખરો જાકાર કે ટીખળ ?
રે તૂં તે જ હું ! છૌં હું તેથિ નિજને ’લ્યા
કાં તું શંકે અવર ! ૧૪

## જગજજૂની' ચમત્કારકથા

શાર્દૂલ૦

ડાળે એક ચકોર ચાતક બિજી ડાળે રહ્યા આરડે,
'રાકા, રેલ સુધા !' તણો જપ રહે છે એક ઘાંટે વડે,
બીજો આર્ત્ત પુકારિ મેહ વિનવે, 'વર્ષાદ, વર્ષી પડો !'
આષાઢી ગગને જિહાં રવિકરો વીંઝી રહ્યા કોયડો !
મધ્યાહ્ને અતિ કારમી પુલકલૂનો અંશ હેઠે સર્યો,
ફાલ્યા ઉચ્ચ વિશાળ પાદપ તણા મૂલે કયંહીં નાંગર્યો,
પળમાં ઝાળ વિસર્પિ ડાળ ઝડપે, દગ્ધાર્દ્ર પંખી પડ્યાં
ભોંયે, એક બિજાથિ દૂર, નવ કો ભાળે મુવાં જીવતાં !

પાકી મોસમ, વીજગાજભપકે ચોધાર વર્ષા પડી,
ખોખૂં ચાતકનુ સજીવ થઈ ત્યાં ઊડ્યૂ ધરાઈ, અને
દેખી ખોખું ચકોરનૂં નજિકમાં જોવા ઉભૂં વાટડી.
આવ્યોએ ખિલિ પૂર્ણિમા, નવ હતો રાહૂ તણો યોગ, ને
ઊડયં ઊઠિ ચકોર ધ્રાઈ—ત્યહિં એ બંને પુનઃ આરડે:
'રાકા, રેલ સુધા !' 'પયોદ પડ ને !'
જના સુરે આકળે ! ૧૪

# પંખીયોનિ

મંદાક્રાન્તા

પંખી, પીછાંમય તનથકી ફ્રોરતો ગીતમાયા
ઠેકી સેલી નભલસત વર્ષંત સૌન્દર્યહેલી !
બંધે બાંધ્યા નિશદિન વહૂં તે અમો ત્હારિ કેલી
મુક્તાનંદી ભવ અ-વરની ટેવિયે દિવ્ય, ભાયા !
આવી ખોળે નિકટ થળ કે ગેલતો પુષ્પઝાડ,
ઊડી પાછો પટપટત પંખા તું નીડે વિરામે;
ટીકા નાના મધુર વળિ શાં વીક્ષણે ધૂર્ત વામે
અમ હૈયે તું તુજ અણુધુરી સ્થાપતો પ્રીત ગાઢ.

ને દેખે છે સરલ વિષયે ગૂઢ જે તત્ત્વજ્ઞાન,
તે પંખીમાં નિરખિ રહેશે ભવ્ય ભાવી નિદાન;
ઝાંખંતો જે અતિસમિપથી દૃશ્ય દૂરાતિદૂર,
દેખે છે તે જિવનવહને સૌમ્ય સૌન્દર્યગંગ.
ફેલાવી ઓપતી તે સુવિતત પટ તેજસ્વિ સૌભાગ્યપૂર
પ્રાણીયોની વિરાટે લહર સુલહરે નૌતમા રૂપરંગ ! ૧૪

## સર્જન : પ્રકૃતિનું અને અને માનવીનું

પૃથ્વી

વસે તુજ વિશે કરામત કહૂં શું જાદૂ કહૂં
નકામ બદસૂરતી દગડ શી વસોથી ય તૂં
અમૂલ્ય ખુશચ્હેર ને દિલ લિયે જિતી એહવૂં
રહે પ્રકૃતિ સર્જતી – અયિ; સલીલ ખેલે જ શૂં !
સજે ફરિ ફરી અખૂટ સ્થિર દીપ્તિ સૌન્દર્ય તું.
પહાડ ભુખરા તણી વિતત હાર ચાલ્યે જતી
વચે ખિણુ ખિણે તું કુંજ હરિયાળ પુષ્પે ભરે,
ફુલાય લખકોટિમાં જ્યહિં વિહંગ કલ્લોલતાં,
નિધે મૃગમૃગી કુલો નિરભયે ચરે વિહરતાં.
અનેક ઘનઘુમ્મટે ફરિ ફરી ધનૂ ચીતરે,
વિરાટપટ સાળુએ ઝળહળત કોરો ભરે,
પ્રવાલ દ્વિપ સાથરા પુરતિ તૂં મહાસાગરે.
અને હું ચુનિ કેળવી કઇંક સાજ નવનૌતમા
મથૂં મથિ રહૂં નિતાંત,– ગડ બેસતી વા ન વા !   ૧૪

## ૧ કુદરતના વિરાટ તત્ત્વો અને માનવી

પૃથ્વી

અહો શશિ, દિસે તુમા શશ વિરાણવાળૂ સદા !
અરે નભ, ભર્યૂં તુ શાથિ ? મટતુ ન ઠાલૂ કદી !
મહોદધિ, ત્હને કરી અચલ કોઇ ચાપે દિઠો ?
અને અવનિ,—ઊઠુ બેસુ સુઉ લેઉ ઠેક દઉ,
ન લેશ કનવા ત્હને ! ઉર ન શૂ જનેતા ત્હને ?
રડી હસિ જિવુ, મરી ભસમ થાઉં, તુજ મૌનમા
ન ફેર કદિ યે, ન વા મટક તાહરી આખમા,
—કિહા ઉર દૃગે કિહા ?— લપવિયા ગુહા કેઇમા !
દરેક અણ માનવીથિ અતિકાય છે કોટિધા
પરસ્પર ગુરુત્વ સત્ત્વ, પિતૃ એકના વંશજો
દિસે કટ રચ્યો જ માનવ વિરોધિ સૌએ મળી,
“નથી છ પરમાણુ તોય અહ ચાગલાઈ જુઓ
ચહે અમ સહે નિરંતર ગરાળગી, રે કદી
કદીક ચડિ ઘોડલે ઉડવતો અમારી મઝા ! ૧૪

૧૯૪૭

## ૨. વિરાટ તત્ત્વોને અણુ માનવીનો જવાબ

પૃથ્વી

ભલે અણુ હુ, ને ત્હમો નજરમાં સમાઓ નહીં,
અમાપ, અજરામરો, અનુપમો, મહાન્તો ત્હમો :
ભલે, પણ કદે જ ના સકલ સત્ત્વવત્તા રહી,
જડે ખસ જિવ્યા કરો છ પથબદ્ધ અસ્ક્ષી ત્હમો.
ન મૃત્યુ, ન વિકાર, માત્ર યુગ માપવા માપવા,
ન ઘાટ, ન વિકાસ, માત્ર ભરિ રહેવું આકાશને,
ન સાચ જીવવૂં ન સાર્થ તમ વા ત્રિકાલત્વ એ.

હું સાચ જિવવૂં હું સાર્થ તમ વા અમર્ત્યત્વ એ,
રહૂં બનવિ ’નેકધા : ગતિ હું પાલટૂં અગ્નિમાં,
જલો અનિલ ને હું તો અનિલ પાલટૂં સ્રોતમાં,
વિભિન્ન જડથી બનાવું મુજ જાદુએ વીજળી,
સુયોજિ કંઇ કૈં કરામત વિરાટ સૌ વિભુ સવે,
વિશે અજબ કે ઘનાર્થ કરું ઊથલાપાથલી,—
જિવૂ વળિ જિવાડું એમ ત્હને ય,
મુજને ભલે અણુ ગણો ! ૧૪

ન્હોરા, ૧૯૪૮

# ૧. પતિતને

પૃથ્વી

અરે પતિત, તું ડરે ન થકિ યાતના નારકી,
ન લેશ લલચાય દિવ્યસુખથી ય સ્વર્લોકનાં;
ન મુક્તિ કસરેખરૂપ તુજ લોચને હેમના,
ન ભૌમ પદ સિદ્ધિ આ ભવ વિશે તું દેખે નર્યાં
સદાચરણજન્ય, ભક્તિફલ, કે ભલાઈ તણાં
અવસ્ય પરિણામ :–આમ રહિ વામણો તૂં અતી,
સદા લહર કામમોહમહિં આમ ને તેમ જો
તણાય અટવાય તૂં, પશુ અરે સુકાં ઘાસ શો !

ન કામ ન હિ મોહ ઇષ્ટ તુજને; સદાયે ચહે
તું તો સ્વપરિપાક, ને અખિલ વ્હેન જીવન તણું
મથે છ અતિનિર્મલાં વહવવા તપસ્યાજલે;
મથી લચકતો જ તું: ચડિચડી પડે છે જ તૂં:
ન મેવ તું તટસ્થતા: વહન પાર્થિવે સેલ'તૂં:
ન બાહ્ય ગુરુ દેખ તૂં: ચડ શિ રીત તૂં પતિત રે? ૧૪

(આગરે) ૧૯૨૫

## ૨. સાચું ન પામે ક્યમે

પૃથ્વી

વિલાસ તરસે સુકાયું ગળું એટલું, આંધળાં
કરી ધસત સંચર્યો, પ્રિય, તું તો સડેલાં સહે;
વિલાસ 'નુભવ્યો જલાવત વધૂ વધૂ પાંસળાં,
પછાડત ફરી ફરી, હરત હામ સત્ત્વક્ષયે.
બને અવ તું માટ શું? રહ્યું જ રોવું ત્હારી સહે.

અરે પતિત, ઘેરિ આ કબજ લે ત્હને ભગતડાં,
—ઝુકાવ, ગળ ગૂંછળાં અસતનાં તું યે સામટાં,
ચઢ્યો સરલ શીલથી, અસતસત્ કિસ્યાં
તાહરે કાટલાં!

"અહો પતિત હું! સદંતર સડેલ હું! ત્રાહિ મામ્!
મયા તુજ સુધા નરી, ટિપું ટિપૂં ય દે! ત્રાહિ મામ્!
તુંહી શરણ, દાહઠારક અકેલ હે, ત્રાહિ મામ્!
સુદુર્બલ ન જાતથી ચડિ શકૂં કદી, ત્રાહિ મામ્!
તું યે રટ રહે રટી! ભજન ધૂન ધૂમ ભ્રમે
દિસે કદિ ય કે ન – સત્ય તુજ એ જ!
સાચું ન પામે કયમે! ૧૪

# હેઠે ન ભૂ સ્વર્ગથી

મિશ્રબંધી

મેં મા વિભૂતિ દીઠી : શિશુ સુવાડિયો સુખે ઉછંગ
થાન પર ભુજા લઘુ સ્મિતે લસંત લોચને
સુધા ચુસે ચુસે જ, પાયઘૂઘરી ક્વચિત ક્વણે;
માતૃજીવ ધાવણ પ્રવાહસંગ ઊતરે શું બાળઅંગ,
કેશથી નખાવલી લગી ભમે ઘુમી રહે કણે કણે,
અંગ અંગ કણ કણે ચહી રહે શુભો સુરંગ.

મેં નૌજુવાન દીઠો : ઉમંગ શું ચગાવતો પતંગ;
ઝોક વાક વલણ વામ દક્ષિણે થતાં જ વાર
દેહયષ્ટિ તે અચૂક ઝીલિ લેતિ એકતાર,
અંગુલી ય દોર તંગ ઢીલિ દે કરી અભંગ,
પતંગને કરે કશી જ આંચ – વાયુનાન ભાર !

દીઠી મા, નિરખ્યો પતંગરસિયો, દરશ્યોભયે જ્ઞમતી
શ્રદ્ધા, કે હરએક સ્ત્રીપુરુષ જો એવી જ નિષ્ઠાવતી
નીચોવે રસ જેમ સૌ જિગરનાં –
હેઠે ન ભૂ સ્વર્ગથી !        ૧૪

# અભિનવયૌવનાને

પૃથ્વી

કળી બિડલ વાન રૂપ રસ મૌ પ્રકાશે હવે,
પડે ચરણ નાચતાં, કર કરામતો કૈં કરે,
અલી, તુજ મુખાંગ પક્ષ્મ દૃગ ભાવવાચ્યા ધરે;
સમાલ, શિખ કાણુ જાત પર: બાલ્ય કયમ રે હવે પાલવે?
કુલીન જન આપણે, સુપથ આર્ય આંકયા પિતરૂ;
વિલાસ કુમતો દનુજ, ના મનુજ,
નથિ નથી જ રે જાનવર,
ન વા અલિ ન કીડિ યે કદિ જણાય વીલાસપર.

ન કામવશતા, અનંગ શિવપૂત જોબનનિશાન,
ન સ્વાર્થપરતા, સ્નેહિહિત અબ્ધિતરણે સુકાન,
ન મોહજડતા ક્ષણે, કુદરતે ઘડી છો સભાન.

અલ્પ્યો અલિ કુટુંબ ના, નથિ જ ન્યાતિ જનતા વડી;
અન્યા' સમ નથી જ ડંખ: રતિ ના પરાણે કદી સાંપડી.

મહે મસતિએ ય ખૂબ અવધાર હૈડે, અલી,
સજી બનવવા જ મા 'થ ગૃહિણી, ન માદી નરી. ૧૪

## વાગ્બાણ

### રહેલી ઉપર બીજી કરનારને છંડાયેલ પત્નીનું

#### પૃથ્વી

" ' કરાર ' ગણું હું, ન કેમ મતિ એ જ તું યે કરે ?
ખસું તુંથિ ન કેમ તોય ખસ તું ઉરેથી અરે !
પળૂં અવર સોડ, તું ય કર ને નકલ માહરી,
નવે યુગ છુટો નવીન નવલી સ્મૃતી રૂઢિઓ, *
ઘસાઇ જુનવાણુ થાય ચલ લગ્નની ગ્રંથિઓ."

" ભલે કર સુઝયૂં; કરે પણ ભવાઇ શાને નફટ !
તજી, પળ બિજે ભલે : લવ ન ઝેર આ લોચને.
ચહે યુગલ ભોગ મૂર્તિ ? કદિ યે ન ત્રીજી પ્રકટ ?
— અહો પ્રણય તાહરા વરસ માસ કે દિવસ ખટ !
ભલે ઉર પછી ઉરે રતિ પુકાર, ફાવ્યૂં ત્હને,
સ્વછંદ જ ચહે,— ભલે ફસવ જેહને તેહને !
કહૂં ફકત એક બોલ, કટુ આજ, અંતે મિઠો !
' સતી ' શપથબદ્ધ હૂં : સગવડી પ્રણય કયાં દિઠો ?" ૧૩

---

* આ પાઠ ' ભણકાર – ૧૯૫૧ 'ના પૃ. ૨૯૫ ૬ પ્રમાણે છે :

' ભણકાર – આવૃત્તિ બીજી ' ( ૧૯૪૨ )ના ટિપ્પણના પૃ. ( ૮૯ ) ઉપર ' પ્રશ્નોત્તર : સ્થાયિ તે જ પ્રણય ' શીર્ષકથી આ સૉનેટ છે ત્યા આ એક પંક્તિને બદલે નીચે પ્રમાણે બે પંક્તિઓ છે અને કૃતિની પંક્તિઓ ૧૪ છે :

— નવે યુગ છુટો નવીન, સુખ તાજગીથી ભરી !
નવે યુગ નવીન હોય સ્મૃતિ કાયદા રૂઢિઓ,

# નૃત્ય

ગુલબંકી

થડ ડુંગાવથી તરૂ યથા
નર ન માપ નૃત્યમાં તથા :
શતક ચાર અમર ઘુમટ ઝુલવતી
પડત પીપળે સુકૂં હુઠૂં થતી :
નર, ખિલે ન નૃત્ય એમ,
દીર્ઘ આયુપે કશૂં જ નૃત્ય-હેમ.

પ્રહર માત્ર નિજ રતે જિવે, છતાં
કદ ન, દોર ના, ઉંચે ન ડોકતાં
ફૂલ ફૂલદંડ તોય પરિમલે
રૂપરંગ છાંટણે, છટાજલે
નયન લોભવે ળ્હલાવતાં ઉર,
નર નિહાળ એ પ્રભાઝરા જ સુંદર.

લઘુ ય સપ્રમાણ ધામ રૂપ મધુરતું,
પ્રતીક બેશ એ નિહાળ નૃત્ય-નૂરનું. ૧૪

# મહાપુરુષો

પૃથ્વી

ગણ્યો ફિલસુફો મનુષ્ય નર્યું જંતુડૂં વિશ્વમાં :
સભાન પણ જંતુ એ સ્વક્રિય સંઘમાં અન્યમાં
ચતી વિકૃતિ જોઇ રૂહે, ’થ મથિ રૂહે છ પલટાવવા,
અને જય પુરો ’ધુરો સમય જો દિયે ખાટવા
‘ મહાન ’ પદ સંઘ તો સમરપે છ ’તે જંતુને.

ન જર્મન ભિડી હતે જગત જીતવા બાખડી
અડૉલ્ફ્ હિટલર્ વિના; વળત એ ય ઊંધી નહીં
મહોત્પ્લુતિ વિના ત્રિમૂર્તિ રુઝવેલ્ટ ચર્ચિલ અને
વૃકાધિપતિ સ્ટૅલિને. નહિ જ હિંદ મુક્તી વડી
રળી શકત આમ આ પળ, વિના અહિંસાગુરુ.

વિરાટબલ એકમેક અફળાઇ ચૂરા થતાં
પ્રજા શત સવાશતે તડિત ક્રાંતિ અવતારતાં,
તિહાં ય નથિ અગ્રણી બનિ જતા નિમિત્તો નર્યાં :
અજે છ મનુવંશભાવિ વિરલા મહાપૂરુષો. ૧૪

ઈ. ૧૯૪૭

## પ્રથમ વિશ્વવિગ્રહનો આરંભ: ઑગસ્ટ ૧૯૧૪

પૃથ્વી

પિતા દિવસ આ ઉગે, અરુણ આભ દેખાય આ,
—પ્રકાશ પણ કેમ એ નિરખિ વ્હેમ ખાતી દૃગ ?
નિશાંતસપના વિશે દિઠિ હતી ઉષા સૌમ્ય જે
ઝબૂકિ પલકેક પ્રેમશરથી વિંધી ગૈ જ જે,
ન તે ઉદય આજનો; રુધિરરંગિ આ તો દિસે :
અને તદપિ વાય છે અનિલ મસ્ત ઉત્સાહના,
વધે છ સ્વ-વ્યોમમાં સ્વજનભૂમિભક્તી તણા,
બધે જ પ્રકટી રહે છ ગુરુ યજ્ઞ સ્વાતંત્ર્યના.

પ્રભો, દિવસ આ નવો, જગન આ નવા, તે મહીં
જુના સ્તવનમંત્ર કેમ અરપૂં જુની પ્રાર્થના ?
નહીં બલિ જુના ધરૂં, ન અસલી ક્રિયા કૈં કરૂં,
ઘટે ક્ષણ અપૂર્વને નવલ વેદમંત્રાવલિ !
પડે નવલ વહ્નિમાં અતુલમૂલ્ય જીવો બલિ !
લિયો લખલખાં ! કરો સફલ યજ્ઞદીક્ષા, પ્રભો ! ૧૪

# માણસાઈ

## પૃથ્વી

સદાચરણ માત્રનો શબ્દ એક જાણો મહા;
બળે વજર વ્હેનમાં સલિલ, ને વિભુ વ્યોમ શો;
સજો મનુજ **માણસાઈ**: ખિલવો પ્રસારો બધે,
પતંગ ચગવો નભે, ગયણ વીંધિ ઘ્યો સોંસરો,
હિરાકણિ સુતીક્ષ્ણ એ સટ રસાતલે ભેદશે.

'નૃ સર્વ ગણ બાંધવો,' 'નર હરેક નારાયણ,'
'પશૂ ખગ નિર્ભકો, તરુલતા અપંગાશ્રિતો,'
'સ્વછંદ પણ સૌતણા અનુગ્રહે રહે સાંખતો,'
'કરે અહિત તે લહી કુદરતી સહે નેહથી,'
—અનેક વચનામૃતો, સુભગ સુક્તકો, ધર્મ સૌ
સમાય બસ મંત્ર આ અણુક **માણસાઈ** વિશે.
વળી નિજ તણી નિજે ફરજ માત્ર એમાં વસે,
સ્વ ને પર તમામ સૃષ્ટિ ભણિ સર્વથા સર્વદા
લસે સુજનતા સદાચરણ **માણસાઈ** મહીં. ૧૪

# ભલા જણ

પૃથ્વી

ભલાઇ જન સૌમ્યની લઘુમહાન વ્યક્તી મહીં
કળાય યદિ ખોજશો મધુર સ્વચ્છ હેતાળથી
અને લઘુકથી મહાન બદલો કદી ખાટતા,—
ભલાઇ નિજ આચરેલ વહિ જાય જે ચોદિશા,
તરંગ અણદીઠ ક્યાકથકિ કોદિ ઠેલાઇને
વળી બનત મૂલગામિ,—વરસે અહો શીતલ !

ભલા જન ભલાઇમૂલ   જયમ ધાર્મિકો ધર્મનુ
ભલાઇ નવ, ધર્મ ના, અવર ક્યાય, હા કે બિજે
સિવાય જનતા, વિરાટ અહ અંધ ઠાલો બધે !
વળી અહિં ય હારિયા વિફરિયા ઘણા ખારિલા,
ભલાઇ વદતા, છુરા હુલવતા જ બૂરાઇના !

ભલા જન તણી ભલાઇ નિકષે છ બૂરાઇ યે
ન શૂ નિરખિયા અનંત ઝઘડા સગોત્રીતણા,
શમે ન, ન હણી રહે જ કુળ બે ય જ્યા કુ-કુલા !   ૧૪

# રણે ખપી જતો બ્રિટિશ સૈનિક

(રૂપર્ટ બ્રુકના સૉનેટ ઉપરથી)

ગુવગંજી

યદા ખપી હું જાઉં, ભાઇ, તો હું માટ જાણજો
વિદેશિ ખેતકોણ કો'ક છે થયો હુંથી બની
આંગ્લ દેશની જ ભોમ ! સિદ્ધ ભાઇ, માનજો
ન ધૂળ એ વિદેશિ, મૃત્તિકા જ એ સ્વદેશની,
જન્મિ પાદિ જે પ્રબોધ પામિ આંગ્લદેશ જો;
જેહણે રમી ભમી મઝા ઉડાવિ આંગ્લ ખાસ,
– આંગ્લ દેહ, આંગ્લ શ્વાસ, આંગ્લ સૂર્યની ફુમાશ;
સ્વચ્છ, ધૌત, આંગ્લવારિપુણ્ય તે પ્રમાણજો:
પ્રીછજો જ, – ચિત્ત આ વિધૌન રાગદ્વેષથી
વિરાટ ચિત્તમાં મળ્યૂં, અને જિહાં જિહાં ચરે,
એહથી બધે જ સર્વદા સ્વયં વહે ઝરે
જ્યોતિ શાંતિ, સૌખ્ય સૌરય ભાવ તે, ધૃણા જ તે
આંગ્લવ્યોમભોમ આંગ્લસંસ્કૃતી જ એશથી
આ ભવે પિધાં ધરાઇ માતથાનથી જ જે. ૧૪

## દ્વિતીય વિશ્વવિગ્રહનો આરંભ –

## સપ્ટેમ્બર, ૧૯૩૯*

પૃથ્વી

ફરી ન, ન પુનઃ કદાપિ ! અહ જુલ્મ અન્યાય આ
નર્યા બલતણા ઉછાળ ઉધમાત હૅંકાર આ :
અશક્ત લઘુ પાર્શ્વવર્ત્તિ મુલકો પરે ત્રાસ આ,
અરે નિજ હદે ય ભિન્નમત કોમ પર કેર આ :
ન સંધિ, નવ નીતિ, કોલ પણ ના કદી પાળવા,
કુવિગ્રહ નૃશંસ નીચ મલિનાયુધે ખેડવા :—
સહ્યું વરસ કેટલાં ય ! સમઝાવવા ફરિફરી
મથ્યા, નફટ તોરિ અટ્ટ તવ હાસ્ય પણ જૈ ગળી.

ખમાય અવ ના પળે ! કર ઝભે સ્રિયો બાળ તૂં !
ચડી ગગન બૉમ્બવહ્નિ ઝડિહેલિએ વરસ તૂં !
ફુંકાર વિષવાયુ ! રોગ જિવડાં ય ઊડાડ તૂં !
અઘોરિ બન ! દૈત્ય થા ! અગણ લક્ષ સંહાર તૂં !
ભલે કર ફના ! રુંવાડું અવ નૈવ ફરકે જરી :
ત્હને મસળિ નાખવો જ બલ વિત્ત દૈવત બધૂં વાવરી ! ૧૪

* 'પરિશિષ્ટ 'માનુ સૉનેટ ૧૬૧ આનુ જોડિયુ સૉનેટ છે. –સં'.

# જર્મનનો પારિસપ્રવેશ – ૧

## પ્રલયાર્ત્તિ (૧૪-૬-૧૯૪૦)

શાર્દૂલ૦

વીજોના ચમકાર વહ્નિવમળો ગોળા ગણારા ઝડી
જ્યાં ત્યાં ઉત્પતિ ઊતરી તિમિરને ફેંદી કરે ચોગણાં,
ગૅસો યે ઘુમરી દિશા સકલમાં દુર્ગન્ધ દે પાથરી;
બીજા ભૈરવ કારમા શતગણા પાશવ્ય કે આસુરી
ટેરો શા વિકટાગ્રહે ભયભર્યાં ને ભીષણાં માણસાં
એ પાણીપતમાં પરસ્પર ઝુઝી સર્વત્ર વર્ષી રહ્યાં,—
આ કંપી થથરી રહી બધિ ધરા એ રૌદ્ર પ્રલયાર્ત્તિમાં!

ઘમસાણાર્ણવ એનુ માત્ર અણુ યે કલ્પાઇન્યાળઇ જતાં
નેત્રો બંધ થયાં ગયા શ્રવણ ઘેરંભી ઉરે શૂન્યતા:
ચિત્તે આહ્નિક વર્જિયાં, ઘર તજી બાહેર નિકળી પડ્યો,
ટેક્સી ટ્રામ બસે ચઢ્યો: ગલિગલી બાઝાર ઢૂંકાથડ્યો,
સૌ સર્વત્ર જ બ્હેપલે બકબકે ક્ષુદ્રોઘમોપાધિએ
ભાખ્યાં રૂણક, જેહવાં કિડિમકોટી મૃત્યુઅસ્તાલયે.
— દૂણે પારિમ સર કર્યૂં, નવ ગણે
બૂઝે ન આ કોઇ તે! ૧૪

## જર્મનનો પારિસપ્રવેશ – ૨

### સિંધુતટ

શાર્દૂલ૦ છેલ્લી બે પંક્તિ આર્યા

એ સૌથી વિફરી તપી વળિ ગયો હું સિંધુએકાંતમાં,
મૂકી તાડ, વટાવિ સૌ લઘુમહા ઍંધાણુ જડ મનુજનાં,
પૂઠે સૌ જગ છાંડિ સિંધુતટને વેળૂપટે ચાલિયો,
ઘેલા શો બસ નાસિકાગ્ર પુઠળે કાયા ધકેલી રહ્યો !

ધપ્ ધપ્ પાય સુણૂં સુણૂં ન, નિરખૂં નિરખૂં નહીં કાંઇએ,
એમ જ કૈં મજલે પછી તન થકી સંજ્ઞા જરા પામિયો,
" થાકયો છૂં ચલ જીવ રેત અહિં છે શીળી ઝિણી સૂકિ યે,
ને ભરતી ય ચડે ન ત્યાં લગ ભલે હ્યાં થાક ઊતારિયે !"

બેઠો. ત્યાં પગ આકુડા સરિ જતાં લાંબા થયા, કાય ને
ધીરેથી ઢળિ જાય કૂંળિ સરખી શીળી સિતા રેતમાં :
આંખે ને શ્રુતિએ લસે શ્વસિ રહે સાગર લહેરી ધુને,
ને બુદ્ધી મુજ સળવળી રહિ નાવા તો યે જુના પ્રશ્નમાં:

ભવ્ય ને સૂક્ષ્મ સત્ત્વો વિરાટ અણુ જે સ્વયંભુ વિભુ વિશ્વે,
છે શું સજીવ તે, વા નિશ્ચેતન લાગણીહીણું ? ૨૮

# જર્મનનો પારિસપ્રવેશ—૩

## કુદરતી નિદ્રા

પૃથ્વી

સજીવ નવ સો ધરે અજબ શક્તિ શી ગીત એ
વિશાળ અતિ ઉચ્ચ ગાઢ કોમલ અલૌકિકા કુદરત
સજીવ સુખદુ ખમા, જય પરાજયે, ક્ષેમ ને
પ્રસંગ નબળાઈના મહિં, સખા સખી બાંધવે
ન પૂજ્યપથિ ય તેમ ચિત્ત પલટાવવાની ગત ?
રતે રત ફરે વળી કુદરતે, ફરે છે મહે
સજીવ મહુ ચિત્તવૃત્તિ  નિશદી ય અમ્નોદયે
સદા ચકર વેગવેળ · મહ તે સજીવો ફરે

સ્ફુટાસ્ફુટ થઈ મરે મનનમાળ હાવી મને,
વિરાટ ઉદધી તણી વિવિધનીલ ઝાયે તદી ,
વળી વળિ ઉડંત મોજલિં શ્વેત ચમરી, વળી
ધિરી ગહર તાલબદ્ધ બજતી મહાનાડિએ
વશીકરણ કીધએ શિતળ વેણુની સેજમા
ઘડી બધડિમા જ આખ મુજ આપમેળે મળી ૪૨

## જર્મનનો પારિસપ્રવેશ – ૪

### પાછલે પ્રહર

શાર્દૂલ૦

જાગ્યો ત્યાં અનિલે ઉડી સલિલમાં ખેલી રહ્યો બાળ શો,
ઊંચે ગોપકિશોર શા ઘનધણો પ્રાંતાભિ સંચાલતો.
કેંન્દ્રેથી રવિ શ્રાંત મસ્તક ધરે દ્યૌસુંદરી અંકમાં,
સિંધૂ બાલ કિશોર પંથિજન એ સોહે ત્રણે બંગમાં,
હૈ રૂંહે ને વળિ શંખઘોષવમળે સંધ્યાપ્રિયા સાંકરે.
'રે રસિકે, ધુતિવત્સલે, હજિ ય તૂ રસળે કઈ કંદરે?'
જોઉં છું વળિ અંતરિક્ષ ઉડતી ઘુમતી હવાવાઘણો,
મોટા ચિત્રપતંગ શી, પણ ઉરે વૈશ્વાનરી ડાકણો!

સર્જે માનવ યંત્ર એકથિ સવા સામર્થ્યવાળાં, અને
સંહારે ચડતી કલા જમવતો શો આત્મઘાતી બને!
માનવ સંસ્કૃતિને ચહે ક્રમક્રમે આરોહતી વિસ્તરી,
—પ્રત્યેક ક્રમ તો મથે ખિલવવા કો ભાવના–અંશને.
પ્રત્યેકાંશ જ આપ ચિંતવિ રહે, 'હૂંથી બધી ઉન્નતી,
તો મુજ ધર્મ જ સર્વવ્યાપિ બનવૂં,
ચાંપિ વિધર્મી કૃતી!' ૫૬

## જર્મનનો પાગ્નિપ્રવેશ – ૫

### અકળ ભાવિ

શાર્દૂલ૦

'શાંતીદૂવન' 'ઇશપુત્ર' ભજતી યૂરોપની સંસ્કૃતી,
જે વિજ્ઞાનકિર્વોમુક્ટીપથ સુનાની જન્મથી પ્રાશતી,
વિજ્ઞાનો મથિ શક્તિઓ કુદરતી ઘાલે છે તે ગાઠમા,
સત્તાસંગ્રહલોભમા ગરક તે ચોજે છ સંહારમા!
લોભે વિગ્રહ જાગિ જામિ શમતા કો એકની હારમા,
તેમાથી પ્રતિવિગ્રહો જ ફુટતા, ઈર્ષ્યા અને ખારમા
ને સૌ સાવ જ દૂબળો બનિ જઈ ગાળે દિનો હાફમા!

ક દશકાભર શાંતિ માદલિ ટકે, વૈજ્ઞાનિકો ત્યા વળી
શસ્ત્રાસ્ત્રો રણયંત્ર ને નવતરા પેચો ય બનવત્તરા
સંયોજી [illegible]ઢી ગુમાનિ ચડમૂ લલચાવિ દે માણસા,
જે જૂના નવલા ખરા છળસુઝયા બ્હાનાથિ થૈ આકળા
જંગી યજ્ઞ રચે, પ્રજા સજય કે ટોમાય તેમા બલિ
રહેશે ફ્રાન્સ? જશે જ? ને બ્રિટનનૂ
સામ્રાજ્યનૂ ભાવિ શૂ?
"સત્યે જીત, ભલે નદી નહિ જ!"
એ શ્રદ્ધા ય રહેસાય શૂ? ૭૦

## આઝાદી વધશે જ* — ૧. ચીન

શાર્દૂલ૦

આઝાદી વધશે જ આ શતકમાંહે માનવીસંઘમાં
એ આશા નિરખૂં નિહાળિ ગગને ત્રિજ્યોતિરેખોદય :
અંગારો પ્રકટેલ ફ્રાન્સમહિં ને કોલમ્બસી ખંડમાં,
તે તેજે વધિ થાય ઉજ્જ્વલ લસતુસંકલ્પતારા ત્રય :
આટલાંટીક ઝળે નવો ખિતટની તારાતણા તેજમાં,
પાસીફીકતટે અજાયબ નવ જ્યોતિસ્તૃતીયોદય !

ચીને શાં વિષમો મહ્યાં અહહ આ છેલ્લી પિઢી પાંચમાં !
આઝાદી તણુ બીજ જાગ્યુ પણ છે એ નારકી ત્રાસમાં !
સૌમ્ય સ્વસ્થ શમપ્રધાન વિમલા સંસ્કારનૂ જીવન
ના જીત્રાય જ, જ્યા લગી નવ હઠે, હારી ત્રુટી ચૂર્ણ થૈ
લોભી પાશવ શક્તિ નિષ્ઠુર તણા બેહદ્દ ને કારમા
હુમ્લા વેળ કવેળના :— અમર એ અંગાર અંબાર થૈ
સંકલ્પદ્યુતિ છે ખિલી અચલ એ ચીની પ્રજાસિંધુમાં
સુન્યાત્સેન જલાવિ ફૂંકિ કરવા એ દૈત્ય ઉન્મૂલન. ૧૪

---

* અ ઙ ૨, ૩, ૪ માટે જુઆ 'પરિશિષ્ટ' પૃ. ૧૫૮. —સં'.

## સ્ટૅલિનગ્રાડ : સપ્ટેમ્બર અક્ટોબર, ૧૯૪૨

શાર્દૂલ૦

સ્ટૅલિંગ્રાડ, ન પોળમાર્ગચકલાં, ના કારખાનાંતણો
એકે પત્થર તાહરા ચણતરે ના ભાંગિ ભૂકો થયો;
ખંડેરો તુજ માળ ભીંત ભવનો ડેલા મિનારા અને
મોટાં ન્હાન બની ગયાં અતિરુથ્યા આ ઘોર યુદ્ધાનલે;
ને ત્હારે શિર રોપવા નિજ ધ્વજા નાઝીતણા લશ્કરે
હજારો શબથી ભરી કબરગાહ્ પ્રૌઢી બનાવ્યું ત્હને

સામેથી પણ રૂસલશ્કર ભડ્યું ઝૂઝંત પ્રાણાર્પણે
ઘાએ ઘા, હુમલે વિરુદ્ધહુમલા દોઢા પ્રવર્તાવતું;
નાઝી લાશઢગો સ્વવીરબલિના સ્તૂપો તળે દાટતું !

હિટલર્તારક દાનવી વિજયનો ટૅન્ક્રે ચડેલો થસી
સ્ટૅલિન્ગ્રાડ, થયું તું ભસ્મ, ભલું એ ભસ્મીભવન તાહઃ
એ ભસ્મોમહિં વીરરક્ત બળતાં કીર્તીવિભૂતી લસે,
સ્ટૅલિંગ્રાડ, બળી ભલૂં અમરતા મહિમોજ્જ્વલા ખાટ
મૉસ્કો લેનિનગ્રાડતુલ્ય રુસની શ્રીજી યશઃપાટ તું ! ૧

## ચર્ચિલની ૬૯મી વરસગાંઠ : નવેમ્બર ૧૯૪૩

વસંત૦

વિન્સ્ટન્ ! સુકાન તુજ હાથ બ્રિટાનિયાએ
સોંપ્યું, મહાવિપદવાદળ ઘેર જામ્યે.
આ વર્ષશે અધધ વજ્ર પ્રલે અખૂટ
સ્વાતંત્ર્યનાશક મહોરગ કાલકૂટ;
સ્વાતંત્ર્ય બીજ વિવિધોદ્ગતિસંસ્કૃતીનું
જે હ્યાં ફળ્યું અજબ યોગમ ફાંટ્યુ જેહ,
તેનો ય શું પ્રલય આ થકિ થાય છેક?
—એવી કટોકટ પલે તુજ હાથ ધીરિયુ !

એને વહ્યાં વરસ ચાર કરાલ તંગ
વિક્રાંતશૌર્ય અજબે ગજવ્યા દિગંત !
આખી ધરા ખળભળત્ પ્રસર્યો જ જંગ !
ને આજ, વિન્સ્ટન, જુવે જગ વિસ્મયંત
અક્ષીણગૌરવસમૃદ્ધિ વિરાટ પુંજ
તુજ ખાણ્ડવી જગનનો બનિ ભસ્મગંજ ! ૧૪

## મેદાન આ કોઈ શેકની દુનિયાભરના યુવાનોને

### હાકલ : ન્યૂયોર્ક, જાનેવારી '૫૦

શાર્દૂલ૦

હાર્યો ના ચિન : મોરચા શિર પરે ઝંડો હજી ફર્ફરે,
શસ્ત્રાસ્ત્રે હજિ મજ્જ છે, અરિ કને પ્રાર્થે હજી ના ઝુકે.
સુન્યાત્સેન મહોદયે હ્રદયમાં ક્રોડો ચિનાઓ તણા
પ્રકટાવેલ અખંડ જ્યોત ત્રિદિરે પુણ્યા હજી પ્રેરણા.
બેશક સંકટ મોટ આ, ફનિ પશ્ચારાજ્યો ઘણાં આધિએ,
દેખે ધર્મ અધર્મ, તોય ન શકે ધર્મ્યં ક્રમે વાધિ એ.

તો દુનિયાભરના જવાન ભડછાતી સાહસી હે પુમાન !
—જૂની કે નવ આલમે, વરણ ગોરે શ્યામ બાદામિએ –
બાહૂ જેહ તણા રહ્યા મળવળી આઝાદિયને મહાન
લે દે આહુતિ સર્વ આદમજથા—એવા તણા લ્હાવને
રળવા, તે સહુને નિમંત્રણ દઉં, રે તેહ પ્રત્યેકને,
આવો! આ સમરે ઉભો ચિનપખે : છે જંગ આ આખરો
સાધી લ્યો નરવંશનૂં શુભ મહાનૂ : દામ્ય અજ્ઞાનને
જુલ્મો જીવન પાશવી અપુગ્તાથી બાંધવો ઉદ્ધરો ! ૧૪

૨૧-૧-૧૯૫૦

## તમાકૂ

શાર્દૂલ૦

બે પેઢી ખટ વર્ષ હે બહુરુપી તું-સોબતે રાતદી
સાથી મૂક અનન્ય બેનમુન, મેં માણ્યાં છ રીઝીરિઝી;
રીઝૂં ને તુંથિ તેથિ સાથિ ન બિજો એકે દુભાયો જરી
એવી ત્હારિ નિરુત્તમા સુજનતા સૌએ સદા સ્વીકરી :
એ જો કે મુજ સોબતી વિવિધ ને ઝાઝા,–સહે જીવતા,
સદ્ગત આજથિ શતક પંદર લગીમાં કાલજિત્ જે હુવા,
ને ભૂલૂં કયમ જે હજી કલપનાચાકે ઘુમે જીવવા !
આ સાથીગણુના ત્રિલોક મહિં હૂં મ્હાલી રહ્યો રાતદી,
ને ત્યાં ચાહું તું-હાજરી,– પલકમાં ચેતે જ તું દ્રુતપદી !

બીજા જે તુજ સંગ રીઝત, ધરાયા એક યાત્રા પુરી,
તેથી મેં તુજ કેળવ્યો દ્રુપટ છે લ્હાવો, પિધી માધુરી :
આભારી પરિતૃપ્ત માગું વિનયે, છોડો હવે ભાઇ હે,
વર્ષો સ્વલ્પ રહ્યા ચહૂં છુટિ જવા ત્વદ્રાગથી સોનેરી,
હે અગ્નીમુખ ધુમ્રચક્રશિખરી સાધો, તમાકૂ, મુને ! ૧૪

## નાથ હે !–૧

પૃથ્વી

અહો પ્રિય પિતા'તિકાય ! અણુસંખ્ય સૈકા થકા
વિશુદ્ધ ય સદાયુવાન ! શિર અંતરિક્ષે, જિહાં
સદા સુરજ સોમ તારકકુલો કુંડાળે લસે :
દ્વિપાર્શ્વ ઉછળી રહ્યા સતત ઝૂલતા અર્ણવો
સફેત ફિણની કિનાર ઝળકાવિ નીલાંબરે :
પડે પગ પ્રફુલ્લ ભૂમિકટિએ, ધ્વજ ધર્મની
અશોક પ્રિયદર્શિ પુણ્યકરમીતણી બે કરે
દિયે અભય આમ શાંત જલધી લગી, તેમ ને
ત્રિખંડ પરસી તડાગ લગિ, હે ઋતોદ્ધારક !

યુગેયુગ તું સંતતી જતન સાધતો ધર્મના
નવા પથ પ્રબોધિ શિસ્ત નવલી અહીં સ્થાપિને !
પ્રકાર જુનવાણિ તો ય નવલો જ આણે યુગે
પ્રબોધ છ કિયો હિતાવહ ?— મહર્ષિ હે ભારત !
વિરાટ ! ત્રણ કાલ સાગર ત્રણે અમર, નાથ હે ! ૧૪

## નાથ હે ! – ૨

પૃથ્વી

મહાબલ વૃકેન્દ્ર શોણિત દગે ડરાવે ધરાઃ
ઉદાર નવજોબનાઢ્ય પડકારિ સામો ધસે
ધરાજતનકાજ ખ્યાતનય શૂર વૉશિંગ્ટન,
ચહે કુમક શક્ય તે અવર રાષ્ટ્ર લઘુમોટની
યુરોપિ ઈંગલાંદ ફ્રાન્સ વરિ એહને અગ્રણી
ખભા જડિ ઉભે સુસજ્જ અવિશંક એ મોરચે.

પ્રજા સકલ એશિયાઇ પણ અટપળલ ને હજી
ભુલી ન ગઇ કાલ, સત્ત્વચુસ ઘોર દાસત્વની,
રહે છ મિટ માડતી જ અનિમેષ દેહલી પરે

જવાહર સુજાણુ રાજનયનો ધરા બાધિના,
યુરોપિય વરિષ્ઠ તો ય જિગરે નર્યો એશિયાઇ,
યુરોપિય વરિષ્ઠ તો ય પ્રિય શિષ્ય ગાંધીજિનો,
—" અમો કદમ માડુ એ ગજપગેરુ દેખૂ જિહા ! "
જવાહર ઉરે કિરો કિરણુ પ્રોજ્જ્વળા, નાથ હે ! ૨૮

## સ્વપ્નસંગી

પૃથ્વી

નિશાગગન ભિન્ન ભિન્ન દિપવે શિ તારાસખીમંડળી !
ખવાણગગને કદીક વિલસે ન—કલ્પેલ શી તાજુબી !

ગયો દિવસ ઝંખતાં સ્વજન કોક આવે કને,
ન કોઇ ફરક્યું જ, તેમ મુજ ગ્લાનિ ઘેરી બને.
અને શિથિલ જૈ પડ્યો શયન, ખુલ્લિ બે આંખડી
જુવાન બસ ચાહ્ય સોબત જુવાન, એ ડંખથી
ડઘાઇ જઈ હૈડકો નિજ ન નીંદરે સિંચતી.

પરંતુ પ્રહરેક બે પછિ સવાઇબંધ દ્રગે
લહ્યૂં જ નવ ક્યાહરે શયનસોડમાં ખુર્સિએ
બિરાજિ સખિરી જ તું ! ન તુજ જે છબી સાંભરે,
ન કાલકચડી ય, ના હું સમ મ્લાન કે શ્રાંત કે.

અરે શું નિજ લોક છાંડિ ઉતરી ધરા અસ્લ એંચાણથી,
સદા નિકટ રહે સ્વયં, ઘડપને હુંને સેવવા મૈત્રિથી,
દઈ હ્રદયધારણા જિવન સાંધ્ય આ
ખિલવવા સુખિથી ! ૧૪

## અનામીને

પૃથ્વી

અનામિ, જરિ થોભ, જા ન ઘડિ દૂર, માગી લઉં;
ન વર્ણ, નવ રેખ સ્પષ્ટ તુજ; તો ય 'નુભવી રહું
દિલે મગજ રોમ રોમ રુધિરે ય ઝાંખી તુંથી;
તરંગ કદિ મંદનાજુક, ધસંત પ્રૌઢા કદી,
સુમેળ શ્રવણે કુજંત મૃદુ ઉચ્છલત માધુરી,
અને મુજ અકેલ જીવ પર વર્ષિ ખ્હોળી દયા
રહંત પ્રકટાવિ જીવ કદિ અલ્પ, ઝાઝા કદી
નટો સમ રસે રસે અજબ કાંત લીલાભર્યો.

અનામિ જરિ થોભ,—ભોમ ગણું એ ન વા તાહરી
ભુમી મૃગજલી, ન સોતપટ બિંબિતા,
ઝ્વાળખૂણી ન વા,
નિશા ધવલકૃષ્ણની ય દ્યુતિ એ ન જાદૂભરી,
ન જાણું કયું આપું નામ તુજ સૃષ્ટિને : માણવા
ચહું છ, ચહું છું જ શબ્દલયસોતમાં ઝીલવા
પદાર્થ જિવ જીવતો એ જરીઃ થોભિ જા
હે અનામી જરી! ૧૪

## સુન્દરીઓ

### પૃથ્વી

અપણ્ડિત નથી પઢ્યો હું કંઇ ચોપડીઓ ઘણી,
ભણ્યો છ પણ તે થકી વિવિધ સુન્દરીઓ તણી
છબી અજબ છે છપાઇ મુજ અન્તરે પ્રાકૃતની.

મિચૂં નયન ત્યાં મહીં નિરખું તે જગન્મોહની
સદાતરુણ સુન્દરી, પરિણિવૃદ્દની ટ્રાયની.
કિંવા નિરખું તે નરી સ્ફટિકપૂતળી-વીનસ,
ધમે અનલ નાથ, ઝાળ પર ઝાળ, ત્યાં ગોરડી !
દિસે અગર ઘેલડી, કિરણકેશ જલબિન્દુડે
ખિચી ગિરિગુહા ઉજાળિ, લળિ, ચુમ્બનો સારતી
સુષુપ્ત રમણે નિશાભર નિશાકરી સેલિની.
નિહાળું વળિ મિસ્રની મદભરી સ્મરપ્રહરણી
પિઈ મદનમોતી મદ્યમહિં નાચિયો એણ્ટની.

પરન્તુ, દયિતે, બધી જ અશરીર એ સુન્દરી
ત્હેને નિરખું ત્યાં સજીવ બનતી તું-દેહે સરી !

## અરે દશક !

પૃથ્વી

સહ્યા પ્રખર એક એક શિર ઘાવ દશ્કો પુરો
બન્યો જડ બની ગયો અજિવ ધૂળઢેફા જશો
મનોગ્થ ફુટ્યો હતો મુકુલ શો ઉરે લાડકો
હતૂ નિશ્ચુ ઉછેરવા પરમ હીર મુજ, જેમ કો
દિયે નિજ તમામ માતૃપદકાંક્ષિણી ગર્ભને
અને પ્રસવની ઘડી સુભગની જ જોતો હતો
ઉમંગભર વાટડી, બસ તિહા જ આ ઘા પડ્યા
ધડોધડ શિરે ! રુકાય નવ એક ત્યા તો બિજો !
ત્રિજો ! વળિ ચતુર્થ ! પંચમ !—ન જાય એ વર્ણવ્યૂ !
ગયા વરસ દશ્ક એમ,—હરિ લીધ જો કોઇએ
સભાન, તવ પાપ જે તણુ જ આચરણ એ કુડૂ
હુને ફરિફરી હણંતુ રિબતૂ કચડતૂ, ફરી
ફરી મુજ બથોડિયા અફળ વ્યર્થ કરિ નાખતૂ
—હજો મુજ નિસાસ ઝાળથકિ ખાખ એ પાપ તો ! ૧૪

# જિજીવિષા અને અમરતા

પૃથ્વી

સદા ય જિવવૂં ચહે અણુથિ મોટ જીવો બધા,
ભલે જિવનઘૂટ એક પછિ એક પીવા પડ્યા
વિશેષ ઝહરી  ન એ નિરપવાદ નૈરાશ્યથી
સુકાય કમિ થાય લેશ સર અજબ મિષ્ટ આશાતણી
રહે ફુટતિ જે સદાય, જીવનપથે દ્યુતિકિરણ એ
સરંતું બસ અગ્ર અગ્ર, બે કદમ માર્ગ ઓપાવતું.

‘ નથી દ્યુતિ, નથી મિઠાશ, કટુતા જ છે, છે નર્યા
વૃથા જ ભટકાવતા અસત ઝાંઝવા નિષ્ઠુરા ’—
ફરી ફરિ લહે છ જીવ, પણ તો ય એ ફેરિફેરી
ભુલે છ, ભરુ નો ધરંત નિતનૂતનાં ભાવિમા ?

કહે છ કવિયો, વિટે પ્રલયઝાળ તોયે અહા !
સુધા પ્રણયની ઉગારિ શકતી પ્રણયમૂર્તિને :
શરીરચગ્ગો તુટે યમકુંડે, પછી યે શુ આ
શકે દઇ જિજીવિષા જિવન જીવ એકેયને ? ૧૪

## જૂના સ્નેહીભાઈશ્રી......ને શુભોક્તિ :
## ૨૩–૧૦–'૫૧

પૃથ્વી

વિશેષ મુજ ભાઈબ્હેન પ્રયતૂં સદા સમઝવા,
રહૂં ફલક તેહને વળગિ એ સદા જ્યાં વસ્યાં :
ખરૂં વતન જંતુડાં સકલ કેરું અવની જ આ,
સહાનુભવ પ્રીત ને સમઝ સૌવિશે સૌતણી
ફુટો ખિલ રહો જ ત્યાં : ઉડનના મનોરથ બધા
અહીંથિ પરમોચ્ચ લોક ભુમિ અન્ય કો વાંછતા
લહો ચરમ સ્વાર્થના મલિન ફેનિલા બુદ્બુદો,
ભલે લસત રંગરંગિ અજબોપ ફેલાવતા.

ગ્રહોપગ્રહ છે તમામ ભૂછોરુ માટે નકામ,
રહો ઇહ રચ્યાપચ્યા; ફરજ ચિત્ત દૈ સેવતા.
સહાનુભવ સ્નેહ ને સમઝ સૌવિશે સૌતણી
બઢાવિ ખિલવી રળો સુખ દઈ સુખો, જંતુડાં !
સહાવિ સુખદુઃખ ઘાવ સહુ પીઢ રીઢા બનો !
— ચહો શુભદિને શુભોક્તિ :
અનલંકૃતા પાઠવૂં, ત્યોં ગ્રહો. ૧૪

# સુખદુઃખ [ સૉનેટમાલા ]

## સુખદુઃખ — ૧

પૃથ્વી

'મુબારક હજો નવૂં વરસ !' 'સાલ આ બેસતી
દિયો અધિક સૌખ્ય રિદ્ધિ સકુટુંબને કીરતી !'
ગળ્યાં વચન રૂઢ પોપટ જિલે સહૂ ઊચરે,
હું યે સ્મિત સહે સહૂં, વિનયિ વાણું છૂં ઉત્તરે,
ઘડીક વળિ ગોઠડી કરિ રહૂં કૃતક ઉમળકે.

પછી સઉ સિધાવતાં વિરમું એકલો હીંચકે,
ચિરૂટ સત ધુમ્રગોટ સહ ધૂણતૂં મસ્તકે.
વધે કદમ હીંચકો, કદમ તે જ પાછો ગણે,
વિચાર પણ ગૂંછળે વધિ હઠી રહે ગૂલણે.

સદા હલત તો ય ઈંચ નવ હીંચકો ચાલતો,
ચિરૂટ જળતી થકી ફકત ધુમ્ર જરિ સેલતો.
દિસે છ મગજે ચિરૂટ સમ હીંચકા શું થતૂં,
રહે ચલ રહે જળંત, પણ માત્ર હાંફ્યે જતૂં
યથા શુનક માર્ગમાં, ન નિરખંત ના ઊઘતૂં. ૧૮

## સુખદુઃખ—૨

પૃથ્વી

વધે છ જઇફીપ્રવાહજવ. છે સમો એહનો.
નથી પણ ડુબ્યો. અને શ્વસું છું હક્ક છે ત્યાં લગી
તરંત, બનિ ના જવૂં જ જડ ગોળવો કાષ્ઠનો,
તરંત જરિ સેલવૂં ય, ઉણિુ હો ટિપૂં ય ઘડિ જ્યાં લગી.

સુખીદુખિ સમૃદ્ધનિર્ધન દિઠા ઘણા, ને ત્યહીં
દશાપલટ પણ દિઠી; અણકળાય એવી કંઇ,
ઘણી પણ નિતાંત આત્મકરણીતણાં ફલ સહી.

વિમર્શું, ઉતરૂં ઉડા અનુભવે 'નુભવ સાંકળી,—
પ્રવાહ પર ઊપડે ઘડિ ટકે ભુંસાતા વળી
પરસ્પર વિરુદ્ધ દ્વંદ્વપરપોટ કોડાવલિ,
સમૃદ્ધિસુખ ને પ્રતીપ તણિુ ત્યાં વિશુદ્ધ વ્યાખ્યા કશી?

જગે ઘુમત ધર્મનો શબદ ગર્જતો ઘસિઘસી,
સમૃદ્ધિસુખ સાચું એક આત્માનું આત્મા સ્વયં,
સનાતન સ્વયંભુ સર્વવ્યાપક અનન્ય શ્રેયો વરં! ૨૮

## સુખદુઃખ—૩

શાર્દૂલ૦

એ હો જીવનમુક્તિ, સત્યતણું ને સત્યત્વ સ્થાણુત્વ એ
એ સાક્ષાત્ પણ થાય હો ’તિવિરલા અંતર્ગુહાયોગિને
જેને હો નવ શિષ્ય, જેથિ સરતા સ્રોતો ન ફેલાય, જે
‘ ઓરોરા બુરિયેલ ’ જ્યોતિ સરખો આઘે ઉગે આથમે
એકલમલ્લ મતંગ જડભરત શો એ મુક્ત નિજ આશ્રં
લોકે વિસ્મયરૂપ એ વિહરિ રૂહે, ગેબી ગુહા વિસ્મયે.

આ છે પ્રશ્ન ‘ ભવાટવી સુગહને માર્ગો વિસામા કયહાં ?
‘ શા આધારજ શ્રાંત ભ્રાંત તિમિરે બ્હેબાકળા ભીરુને ?
તેમાં આ ભવથી ઉંચે અલગ વા હો ગુહ્યની આંચને
રૂહે દેખાડિ, જવાબ ને યદિ ધરે ધર્માભિધા પૂજ્ય એ,
“ ભાગેડૂ ” જ તથાપિ તીવ્ર મતિ તો તેને ઠરાવે ન કાં ’
એ ગમ ફેરવિ પીઠ ઉત્તર જુદા સીધા જ ખોળે ન કાં ?

પંદી, શબ્દ-પુરાણ-મુગ્ધ યતિ જે ઉત્સર્જતા જોબન
તેની પાછળ,–આપણે ભવથડે ચોંપ્યા કરૂં ચિંતન. ૪૨

પૃથ્વી

પ્રિયપ્રિયતમા નવીન સહચર્યકોડે મચ્યાં
અહં ત્યજિ ન શૂં દ્રયે પરમ સૌખ્ય અન્યોન્યનાં ?
સમૃદ્ધિ પરમે ન શૂં સુખિ દરેક અન્યોન્યને ?

વહે વરસ, રક્તની ય પરતા ટળી જાય, ને
બકૂ બકુડિયાં નવાં જ તરિ યુગ્મમિશ્રણસમાં
ફુટે, દિનદિને વધે, જનનિતાત આશાંબરે
સદા વધત જ્યોતિધારિ બનિ જાય ગુચ્છ તારા તણાં.
બકૂ બકુડિયાં ન એ પરમ સૌખ્ય શૂં યુગ્મનાં ?
સમૃદ્ધિ પરમે ન શૂં જિવનસાર એ તેમનાં ?

વિમર્શું સમુદાયદૃષ્ટિ. જનસંઘ ક્રોડાવધિ
સદા ખળભળંતમાં, ઉછરતા શિશૂસાથના
કુટુંબકબિલા પરસ્પર રહ્યા રતિગ્રાહથી
ગુંથાઇ, ગણતાં ગણાય કઈ લાખ, તો તે ન કાં
સમૃદ્ધિસુખ મોટ ને અસલ એ મહાપ્રાણિનાં ? ૫૬

# સુખદુઃખ – ૫

પૃથ્વી

સુખો પરમ ને અનોપમ સમૃદ્ધિ જે શૈશવે.
ટકાઉ નવ તેહ; ના ઇહ કશું જ અસ્થિર નહીં.
પ્રરોહ વધતાં કિશોર વય; ને જુવાની ત્યહીં.
હતાં વશ, બને ક્રમે અવશ સ્વાશ્રયી જીવ એ,
દશાપલટ સાથ ને સુખદુખાંકણી યે ફરે.

હસંત બકુડી બને ફુટલભાગ્ય વિધવા, ’ધવા
અકાળ થઈ કાળભક્ષ મુકિ જાય નિજ ‘ભાણુવાં’
મુકે પરભૃતી યથા સ્વક્રિય અંડ માળે ’વરે.
સનાથ અથવા પડી હિણુકમાઉ નાથ’ાશરે
પલેપલ રહે ચુસી પજવતી જ માબાપને,
અતુષ્ટ અસુયાભરી, વઇરિણી શું ભવપૂર્વની !

રહીસહિ જ માતતાત તણિ આશ પૂરી ઘણી
રટે જરઠની દુવા, દઢ વિનમ્ર સેવ’ાતુલે
પરાક્રમિ સપૂતથી ય બનિ જૈ સવાઈ કુલે.

## સુખદુઃખ — ૬

પૃથ્વી

નહીં તનયસૃષ્ટિનૂં થઇ શકે સમગ્રે બયાન.
સ્રિશક્તિ કુલમંડની, કુલમઢી સ્રિયોની ગઢી,
પરિસ્થિતિ-અધીન સ્રી, ન બહુધા નવી સર્જતી.
નકારબળ સ્રીતણું, વળગિ વેલ નમવે પુમાન,
દશા અધિનમાં ય સ્રી મહિલ બ્હારમાં ખીલતી.

પ્રયોગ નવલા પરિસ્થિતિ અપૂર્વ મર્દો ચહે,
જુના અનુભવોથિ ભાગિ અથડામણો ય છુટકો લહે;
અજાણુ જલના ભયો અવગણંત એ સાહસે,
રળે જ યદિ સર્વનાશ, શિર રાખ ધરતા હસે !
સ્રિપુષ્પ મુકુટે ધરે, મસળિ નાખતા યે પળે,
શુ સર્જન શું ધ્વંસવાંછત, શુ લાડ કે કુસ્તિ, તે ના કળે !
ગુમાનિ નિજ જોમના, ન હિ જ લાગણીપૂરને
ચઢંત પરખે સવેળ, નવ ઝીક ઝીલ્યે ખડક,
વદંત ' પુરુષાથિ હું !' તણઇ જાય વાયે તણુખ ! ૮૪

પૃથ્વી

ઉપાધિ વિવિધે ય ઓર સુખચેન આવી પડે,
પડે ત્યમ દરેક તેહ ભુગવાય સ્હેવાય ને.
ખખીલ વળિ કોઇ, કોઇ ખરિ ખોટિ મોટમ ચહે,
મથે નિજ મનોરથો જય રળે શિકસ્તો સહે,
સુખાંક અસુખાંકની વધઘટે ચડે ઊતરે.

ન બે વરસ કોઇનાં ય સરખાં ભવે ઊતરે,
ન કોઇ જણુ બે તણા સુખદુખાંક અણુજૂજવા,
ન આશતણિ દોર કોઇ કરથી દિયે સરકવા.

અરે મનુજજંતુડાં ! તપન વાસ્તવ'ઝળારને
સહે નવ, ચહે સદા નિજ મનોરથ'ન્ધારના
ખવાણિ કિરણો યતા વિતથ ભ્રામક'કારને :
દિનોદિન અને સમીપતર તે નિહાળાય ના,
તથાપિ નહિ આજ તે દિવસ પાંચપંચાશમાં
જશે મળિ અવશ્ય, એમ ફુસલાવતાં
જાતને આશમાં ! ૯૮

પૃથ્વી

વિમર્શું સમુદાયદૃષ્ટિ. મનુસંઘઇતિહાસમાં,—
નથી અવતર્યો જ વ્યાસ હોમર સુસાધિ એ આગળે,
હજાર ત્રણ વર્ષથી નથિ વિશેષ એ ઉંમરે,
હવો છ મનુસંઘ જ્યાં વરસ લાખનો આશરે.—
તથાચ ઇતિહાસપૂર્વ અતિદીર્ઘ કાલૌઘમાં,
ઉપાધિ વિવિધે હણ્યો અતિકસ્યો મનૂસંઘને.
મહાવિપદ સંઘમસ્તક પડે ત્યહાં સંઘમાં
સુખોટ ભરતી જ દુઃખતણિ જંતુ પ્રત્યેકને.

દુકાળ, અતિવૃષ્ટિ, ભૂચરડ, સાનુમાને અગન,
પ્રવાહ નરિ લાહ્યના ઉદરથી પૃથાના ગહન,
{ ધસાર જલધીતણા,
{ ઉપાડ દિકપાલના, સુસવતા મરુત્, રેતના
ઉપદ્રવ, અસંખ્ય તીડ ભયદર્દિલા વ્યાધિના;
મહાવિપદ બીજિ યે અગણ કારમી દોહ્યલી
વિતાડિ મનુસંઘને કુદરતે અદયતા ભરી. ૧૧૨

પૃથ્વી

તથાપિ હથિયાર યંત્ર ખપજોગ ઓજાર જે
હતાં દૃષદ માટિ હાડ તરુ ચામ ને તંતુનાં
યુગાવધિ અનેક, મંદ અતિમંદ કદમે જ તે
વિવૃદ્ધ બનતાં ગયાં ઝડપ ચોટ ને શક્તિમાં
યથા મનુકરે જમા થતિ ગઈ ખનિજ ધાતુઓ,
પ્રવીણ વળિ તેમની અલગ મિશ્ર ઘટના વિષે
યથા મનુ થતો ગયોઃ અથ કલા કસબ માત્રમાં
નમ્યો યુગ પહાણનો, ઉદય પામિયો લોહનો.

અને વસઉપાર્જનો કૃષિખનીવનોરાનનાં
સમુદ્રસરિતાતણાં મૃગખગોતણાં જ્યાં વધ્યાં,
વધ્યા મનુજ તેમ તેમ, મનુસંઘ ગાઢા થયા,
વિશેષ મથતા વળી અધિક 'ન્યોન્ય લડતા થયા,
ગયાં બઢત શ્હેર રાષ્ટ્ર, વ્યવહાર વિદ્યા કલા,
ઉગ્યો યુગ સભાન સંસ્કૃતિવિકાસવિસ્તારનો. ૧૫૪

પૃથ્વી

પરું ભલું અરાંથિ, પારકું વિશેષ આત્મીયથી,
હતા ગુણ હજી મળી વસ ન્હતી પુરી ત્યાં સુધી,–
ઘટે, તદન જાય, ને નવલ દોષ દીસે ત્યહાં
પુરી વસ મળી જતાં; થરપતો ન મનુ અઘમાં,
રહે તલસિ ભાવિ માટ, ગતને વળી આદરે
અનેક શુભ સાજમાં મઢિ રુડેરું ગાયા કરે,
સ્વભાવ મનુનો જ એ : કુશળ અઘનિંદોક્તિમાં
અતીકુશળ ભૂતનાં વિવિધરંગિ સ્તુતિપાઠને.

પુરાણ કવિતા લખાણ શરુ થાય પૂર્વે જ તે
અતીદ્રઢ ઉરે જડાઇ જડતુલ્ય આ લાગણી;
નર્યો ભ્રમ જ : તો ય સત્ય અમર પ્રસાદી ગણી
પુરાણ ઇતિહાસ કાવ્ય સકલે મહામંત્ર શો
અસંખ્ય પિઢિ એ વહ્યો : અસલ રૂપ રાખી રહ્યો
હજી મતિ અસંખ્યને ચગવતો વિપથ અટવતો. ૧૬૮

શિખ૦

હજારો ને લાખો વિપદ અતિ ભારે સહિ ભુલી
ગયાને કૈં કરણી મનુ થઇ શકચો તેહ સમયે
જુનામાં જૂનો જે કુદરત તણો કોપ સ્મૃતિએ
હતો, તેની ગાથા, મુલક મુલકે ઝાંખિ તુટલી
મનૂસંઘે ચાલી. નયન યુગ વિજ્ઞાનિ તણું આ
નિહાળે છે એ ભૂભર વિતત વારિપ્રલયમાં
નિસર્ગી સંધ્યા અંતિમ બરફમન્વંતરતણી.
યહૂદી એ નોહા અમર ઝગશે ને યશનભે.

અહીં આર્યાવર્ત્તે પણ ચરમ વારિપ્રલય એ
વિનાશે અંકાયો નદતિલક સારસ્વત તણા.
ધસ્યાં એમાં પૂરો નદપથથિ ફાટંત ફરતાં,
— ત્રિભંગે એ તૂટ્યો, પુરવ પડિયો ગંગ પડખે,
પડ્યો સિંધૂ બીજે, વચટ રણપાતાલ બુડિયો !
— પ્રદેશે એ શી શી મનુકુલપદે દુઃખઝડિયો ! ૧૨૬

પૃથ્વી

તુરંગ ઉંટ પાંખ કૃત્રિમ અને હલેસાં હતાં
જમીનસલિલે પ્રયાણ મહિં સાધનો વેગનાં
વિશાળ અતિ ભૂમિસાગર ત્યહાં લગી સંધને.
હતાં સ્થલ અનેક દુર્ગમ, વળી છુટાં રહિ જતાં.

ખલાસિગણ દ્રાવિડી દ્વિપદ્વિપે વધંતો ક્રમે
વસાવિ પુલિનીસિયા સકલ પાસિફિક એડિને
લગોલગ પુગ્યો હતો તટ પિરૂ 'થ કેલિફોર્નિયન;
ખલાસિ વળિ ડેન નોર્સ તટ સેંટ લોરેન્સિયન.

બિજાં ય ઇતિહાસ–સાહસ બનેલ, તે સૌ બન્યાં
શતાબ્દ બસ એક બે પછિ અવાસ્તવ'દ્ભુત નર્યાં.
વસાહત સહે સુબદ્ધ નવ જ્યાં પ્રજા પ્રાક્તની,
પડે નબળિ આ, સુકાય નિર્ઝરણિ ત્યાંહ સંસ્કારની.
સમૃદ્ધિ સુખચક્ર માનવ રહે અતીસાંકડું,
—ધરાજલ અસીમ મોટ મહિં એટલું વાંકડું.

## સુખદુઃખ — ૧૩

પૃથ્વી

ઘણા દુખિ થયા યુગોયુગ, ઘણા હજી યે થતા
વિમર્શિ વડવા પુરાણ નિજ સુખિસમૃદ્ધ કેવા હતા.
કદાપિ નવ તથ્ય એ, વિતથ ધૂમગોટા નર્યા.

સદેહ જઇ જો શકાય ચિરિ કાળ યુગ ભૂતમાં,
નહીં વરસ માત્ર જીવિ શકિયેં જિવન એ જુનાં;
સુદૂર હજિ હોય ને સુભગપર્વ દીપાવલી,
લળી કરગરી રડી વિવિધ ભેટ બલિઓ ધરી
બધાં જ લઘુમોટ દેવદેવાંગના પાસથી
વરીશું વર આ યુગે જિવન માણવાનો ફરી !

ન વેદયુગ, બૌદ્ધજૈન, ન હિ ગુપ્ત, શ્રીહર્ષનો,
જલાલુદિનનો ન વા, યુગ ન કે શિવાજી તણો,
ન કો ય યુગ આગલો પછિ થયેલ યુગનાં શિશૂ
શકે જિરવિ, એ જ છે પરમ સત્ય કાલૌઘનું :
સમૃદ્ધિસુખમાં સદા યુગ યુગાન્યથી જૂજવો. ૧૮૨

[સૉનેટમાલા અપૂર્ણ]*

* ૧૪મી સૉનેટના આરંભ માટે જુઓ 'સંપાદકીય,' પૃ. ૧૯.

## પરિશિષ્ટ

### [ ૧૬૧ ] યુરોપ : ૧૯૩૯

પૃથ્વી

અ-હિટલરી અ-સ્ટેલિની યુરપ થાય પાછું કયે ?
ગ્રસેલ અવ તો દિસે ઉભય રાહુ ને કેતુએ !
મહાન લઘુ મધ્યમે સકલ રાષ્ટ્ર એ ખંડમાં
ભયે અગર શ્યામપિંગલ, અકંપ રીઢે હયે
તથાપિ નિરખું મથંત અતિધીટપે વિપદમા.
અને સ્મરિ રહૂં વિભીષણુ તથાપિ સમુદાર તે
લયોકુન–ત્રિમૂર્ત્તિ–શિલ્પ, અતિકાય વ્યાલદ્વયે
ભરાવિ ચુડ, અંગ અંગ કચડાય, ઝાળો ઝરે
કરાલ વિષ કેરિ, તો ય દૃઢ શૈલ શા પૌરુષે !
લયોકુન પુજારિ વૃદ્ધ, સુરને પડયું છે કુડૂં
કશંક, ગણિ રહે ગયો વિપદ–રે 'નિધન કારમૂં'
સહુ તનય પૌત્ર, ભેટિ રહિ ધૈર્ય પરમોજ્જ્વલ :
ગતી યુરપની જુદી : અસિમ લોભ વૈરાનલ,
ફુટી નિકળિયા લહે : યુગલ વ્યાલ રે એ જ એ ! ૧૪

### [ ૧૬૨ ] આઝાદી વધશે જ—૨

શાર્દૂલ૦

આટ્લાંટીકતણા યુરોપતટના ઇંગ્લાંદ ને ફ્રાન્સમા
સામ્રાજ્યોદર ખીધરી પચવિને સુતૃપ્ત દીસે, અને
ટૂંકા સ્વાર્થદમ્યા દિસંત ઉભયે, બે એક છે થૈ રહ્યાં
નાઝી આસુર ત્રાસ થં ઝઘડવા, યૂરોપસંરક્ષણે;

ને જૂના મદમત્ત જેતૃ-ગણો, જે વર્ષ થોડાકમાં
ભડકા ગેદ-પોતણા બનિ જતા, તે વર્જવાને નયે
બંને દેશનાં મજૂરદલ જો રોજનિવૃત્તિ દયે
ઉઠ્ઠો ફર્જતણે પ્રપંચ મટલે સંતોષ સાગાઇ ને
સાચૂ સામ્ય પિછાનતાં શિખિ શકે, સાધે વધૂ ઐક્ય એ,
તો આ યુદ્ધ જ તો ય સાત્ત્વિક સમુત્ક્રાંતી, શુભ પ્રાતરે
આખા માનવસંઘની બનિ શકે નેતા કુચે ભાવિની
બીજો એ શુભ તારોદય દિસે આ સાભ્ર આશાંબરે.
છે અભ્રો પણ દુર્નિવાર્ય; કિરણાવલિ સૂક્ષ્મ શી રેખની!
— આશારશ્મિ પરંતુ છે મનુજની સદ્ભાવના દોર રે!

## [૧૬૩] આઝાદી વધશે જ—૩

શાર્દૂલ૦

સામે પાર ન લેશ સંભવ હજી સાદાઇના પ્રસવનો,
એ આત્યંતિક કંઠ છે હજિ ત્યાના ઉગ્ર જોગનતણો
એના બે શતકો ફિરોગ વચની મુગ્ધાંધતામાં વહ્યા,
વ્યક્તિપ્રાણ ય દેખતા પણ ગમાદાસત્વમાં ડૂબતા,
હાકે લિંકનનો સુણી ધુણિ ઉઠ્યા, ને કૌતુકે ખેલતા
હડ્ડોફર્જનિ ધાર બે ય વસમીના વ્હાડ એવે સદ્યા
યૂરોપે સળગ્યો દવાનલ જિહાં ચોપાસ માત્સર્યનો,
ને પ્રત્યેક દિસે પરે ભભુકતા દ્વેષો યુગણા તણો,
એ આવ્યો તક જોઇ, મધ્ય સરિયો, મોગાઇ વાંછા વરી,
ઉત્પોન્માદ યુરોપનો પણ કળા પાછો વળ્યો જી છળી.
ચાણુક્ષી જ યુરોપિ ગજ્જનય, એ પરૂરયે ય છે પાનકી,
પોતાના સ્થવિરોતણાં પ્રવચનો એ એક પાસે, ખિજી,
વિદ્યુત શાજ જવો જલાનિલપથે,— બે મધ્ય એ હી ચકી
ભક્તી એક સ્માતણી મુલવનો કર્તવ્ય ચોકખૂ,— ખિજી.

શાર્દૂલ૦

ને તો યે વધતી જતી નિરખતા દૈત્યાસુરી લોકમાં,
હબ્સી દેશથિ આસ્ટ્રિયા મહિં, મહી ઝેકોથિ પોલાંડમાં,
આડો આક જ કેરનો વરતતો અદ્યાપિ ફિન્લાંડમાં,
ને ચીને ય, ન એ શંકે રહિ ડુબી તાટસ્થ્યના ભ્રમમાં
એ યે વારસ છે સુપૌરુષતણા સંસ્કારસત્ત્વોતણો,
—આઝાદી, યતિભાવના, ગતિ પૃથા કેરી મહાસિદ્ધિનો
ગ્રીષ્મે રંગરસાળ ખેતર જતા શોષાઇ જેવા જવે,
તે વેગે મનુજીવન પ્રગતિઓ ને સિદ્ધિઓને ઝમે
જે મોહાંધ અનાર્ય આસુર બની લોભે કરેવા મથે,
—સત્કર્ત્તવ્ય જ ઘાત એ હતકનો નિઃશંક સૌ કો કથે
તો થોડી યદિ વેળ જાય જ, ભલે! કોલમ્બસી ખંડ એ
આઝાદીગણુ આ જુદૂ જ ગણુશે તે આગલા જંગથી,
ને તાટસ્થ્ય તજી અહીં ઉતરશે માનવ્યસંબંધથી
એ નીજી પણુ આશ અદ્ય નિરખૂ આ વજ્રશોણાંબરે પ૬

[૧૬૫] અહિંસા

અનુષ્ટુપ

મસાણો કથ્ય દરગા' કોટિકોટિ અસંખ્યશ
તણા ભૂતાબ્ધિમાં માન ખેર શી જનતા તરે
રાતદી ઋતુઋતુએ આંદોલે વાયરા સદા
મેઘલ મધ્યમ મંદ્ર તે સાથે વિરણ ક્ષણે
સુણે છે જનતા તીણો એ ભૂતોદધિ સીત્કાર,
ઘટે ઘર સંક્ષોભત, અંત કરણ ભેદતો —
"મા હણો! વિરમો હિંસા માનથી, પશુઓ અરે!

અને પરસ્પર ભાવે મેધોન્મેષે સહકારે
ઉત્તરોત્તર ચડતા સ્વર્ગે ભોમ ઉતારો ! ”

વર્ગ હેતુઓનો એ એકાનન્ય મહાબોધ
યુગયુગાંતરથી યે સાંભળે છે નગીરા
પરંતુ નગીરાના કહ્યામાંહુ પશુધાડા
હજી નથી નથી આવ્યા પાશવવૃત્તિ જનતા
ચકરો દળતી ક્યારે ? અરે ક્યારે ! અહો ક્યારે !

એપ્રિલ '૪૪

[ ૧૬૬ ] છંદોમુક્તિનિ ભાવના પ્રથમ મેં—

છંદોમુક્તિનિ ભાવના પ્રથમ મે ભાળી રૂપાળી, થતા
તેને સંવત સાઠ આજ ‘ગુરુજી’ આખ્યાન પાકી ન્હ્યૂ.
ના જૂનૂ ન નવીન એ, સમય સૌ સૌમ્યદ્યુતી ઉજ્જ્વલે,—
ના એ વાસ્તવ નૈવ કલ્પિત, ગુંથેનૂ તંતુ એ બે વડે,—
ના એ ભોમ અભોમ તો ય ઉભયે, દેહાત્મદાંપત્ય શૂ,—
શબ્દાર્થાવિવ દ્વંદ્વ તો ય અવિભાજ્યૈક્યે રૂડૂ સાકલ્યૂ,—
સ્રાગ અક્ષર ઘાટ રંગ વિવિધે ઉચ્ચોચ્ચ આભ્યે ગયા
તે સૌ શિખર શા પ્રશાંત હરખે સંસ્થાપ્યુ હૈમાંડ આ !

આ સાઠી મહિ સર્વવાંછુ કવિયો કે કે ઉગ્યા આગમ્યા
કે કેડી ‘બલિ’મા સર્યા ઘડિક, કે તો ત્યા જ જામી ગયા,
કે જૂના પથથી જગી ય ન ચસ્યા, કે ઉત્પન્યા વ્યાકુળા
કેડી માર અનાદિ યે અભિનવી,—વર્ષી ગયા અક્ષરા !
ભાવોદાત્ત સ્વાર્દ્ર તો ય કવનો અર્પે ન વા અમરતા,
ભાવોદાત્ત પટે વિશાળ ખચતી જીતે સદા સત્કથા

# MAXIMS

( Culled from the best sources )

Do look before and after,
Don't pine for what is not,
Face need with steady labour,
Meet waste with searching thought 1

Be strict with Self not children,
Be lenient with youth,
Rejoice at deeds of Kindness,
Hold fast by honest Truth 2

Love pelf not more than comfort,
Spend all you need for health,
A happy home and loving children,
Are more than any wealth. 3

And if a hand you can now and then lend
To Worth by Power oppressed,
Or struggling hard 'gainst odds,
If a hand you can now and then lend
To help a mate frowned on by Fate,
Know you are tasting the bliss of the gods. 4

1897



# વિવરણ

નીચેનુ વિવરણ, ક્યાક સ્પષ્ટતા ખાતર વાક્યોના અનુક્રમમા ફેર, સંક્ષેપને બદલે આખો ઉલ્લેખ, ભૂલસુધાર, પંક્તિઓના અંક, એવા જૂજ સંપાદન પૂરતા ફેરફાર બાદ કરતા, મુખ્યત્વે 'ભણકાર (૧૯૫૧) વિવરણ'માથી ઉધૃત કરેલુ છે તે સિવાયનુ વિવરણ જ્યાથી લેવામા આવ્યુ હશે તેનો અંતે મોટા કૌંસ [ ]મા ઉલ્લેખ હશે જેનુ કર્તાના હાથનુ વિવરણ મળ્યુ નથી ને સંપાદકે આપ્યુ છે તે આખુ જ મોટા કૌંસમા મૂકેલુ હશે ક્યાય પણ [ ]મા જે કઈ હોય તે સંપાદકનુ ઉમેરણ સમજવુ. —સંપાદક

૧ : [નવી આવૃત્તિની હસ્તપ્રતમા ટિપ્પણ —] ૩ અંગુલી તાજગી ફરે ૮–૧૧ આવિષ્કૃતિઓ અપનાવે છે

૨ : 'કિમપિ દ્રવ્ય' 'સમાનધર્મા' એ પદો કવિ ભવભૂતિના છે ૧૧ : મનને—મનનમા. ૧૨ 'પ્રસન્નબિંબ જેવા બહુવ્રીહિ સમાસ ક્યાક વાપરું છુ, એ મ્હારી શૈલીના અતિસંસ્કૃતતા દોષનો એક નમૂનો ગણાય.

૩ : રૂપાશક—રૂપ(સૌંદર્ય)ના વલ્લભ અમુક વયદાયકે પ્હોચતા તેમના વ્યવહારપ્રધાન થઈ ગયેલ જીવનમા તેમનુ કવિજીવન—આપણા દેશની ઘણી ય નદીઓની માફક—અપ્રકટ થઈ જાય છે, અટકી જ પડે છે, પાતાલવાસી બની જાય છે ૬ ભરેલા. ભગવાનુ મધ્યકાલીન ગુજરાતીમા રૂપ કેટલાક મધ્યકાલીન શબ્દો, રૂપો અને પ્રયોગો ચલણી મટી ગયેલ છે તે એવા સુંદર અને બંધબેસતા છે કે કવિનુ એક કર્તવ્ય તેમને સવિવેક પાછા ચલણી કરવાનુ છે આગળ આવા સ્થાનો આવતા ત્યા આ લાબી ટીકા માન—(મધ્યકાલીન પ્રયોગ) સંજ્ઞા વડે સૂચવાશે. ૮ ખભે ખભો રાખવા, ઈંગ્રેજી અથવા કાઠિયાવાડી બોલી, જો કે કાઠિયાવાડમા બોલાય 'ખંભે ખંભો' ૯ સમસામયી—આ શબ્દ ગુજરાતીમા

પ્રથમાહેલો વાપરનાર, હું ભૂલતો ના હોઉં તો, ભાઈ રણજિતરામ. ૧૪: મ્હાગ પર હેત દેપ એ તો અતિ તુચ્છ હકીકત, કવિતા એટલે સુંદરતા માટે મ્હારી કવિતાને અને સાથે મ્હને હેતમાથી જ એઓની "ગાળ," એ તો ખુશીથી સ્વીકારું છુ.

છેલ્લી પંક્તિ પૃથ્વીના માપ પ્રમાણે **હેતની** શબ્દે પૂરી થાય. એ માપ તેના મેળ પ્રમાણે જ કોઈ કોઈ સ્થળે ત્રણ કે પાચ માત્રા જેટલું વધાર્યું છે. આવી પંક્તિને ખાસ નામની કશી જરૂર નથી, પરંતુ શાસ્ત્રીય ચોખવટ માગી લ્યે ત્યા એમ વિસ્તારેલ પંક્તિ માટે **તિલક** શબ્દ જોડી પૃથ્વીતિલક, શાર્દૂલતિલક એવી સ્વયમેવાર્થઘોતક પરિભાષા યોજું છું. પંક્તિ ૩મા **વય,** પંક્તિ ૪ (પૃથ્વીતિલક)મા **તર,** પંક્તિ ૧૩મા **સુખ,** પંક્તિ ૧૪મા **પણ** —એ લઘુજોડી એક ગુરુ માટે વપરાઈ છે. બંધમા જ્યા આમ ગુરુ બદલે બે લઘુ કે બે લઘુ સ્થાને એક ગુરુ ઉચિત રીતે અર્થાત્ લય ના તૂટે એમ બેસે ત્યા વાપરવો તે "છૂટ" નથી. ગોવર્ધનરામ ત્રિપાઠીએ પોતાની પદ્યરચનાઓમા ૧ ગુરુ=૨ લઘુ, ૨ લઘુ=૧ ગુરુ એમ લયની દરકાર વિના પણ જ્યા ત્યા કરેલું, તેથી જ એમની કેટલીક કૃતિઓ કથળી છે.

[ નવી આવૃત્તિની હસ્તપ્રતમા ટિપ્પણ.—] ગાળો—શ્રી ન્હાનાલાલ કે શ્રી ખબરદાર જેવા. સમસામયી 'કૉન્ટેમ્પરરી.

૪: તરલ—સપ સરી જતી. પટલ—પરોણું. ૫: ગજબ ચમત્કારોએ, ચમત્કારોના ગજબે. ૭: સુર—દેવો તેમ દેવોપમ સમૃદ્ધિવંત મહાજનો. ૯: બલ માત્રે મેળવાતા જડ વિજયો. ૧૧: હસુ—રીઝું રીઝવુ. ૧૩: કવિયન—કવિજન, કવિઓ (મધ્યકાલીન પ્રયોગ).

**૫:** કવિતા એટલે મોટે ભાગે અલંકારાવલિ એવું મંતવ્ય આપણી સંસ્કૃતિમા સૈકાઓ લગી પ્રવર્ત્યું છે સામળ અને દલપતરામ મોટે ભાગે આલંકારિકો છે અર્વાચીન યુગે પણ ઊગતા કવિઓમાથી અનેકે આરંભ કર્યો છે એ જાતની કવિતાથી. અલંકારો ભલે ગુંથો. પણ

વિષયદૃષ્ટિએ ઔચિત્યવાળા હોય તેવા જ રસને પોષે, ધ્વનિસૂચક બની શકે. હું અવનવા અર્ધાપર્ધા લયો અનાયાસ ગુંજી રહ્યો છું. ત્યાં તેમાં કંઈક છાનુંછપનું પણ નિર્મલ શીતલ પ્રવેશતું અનુભવું છું. કયાંથી આવતું, કઈ પરિસ્થિતિમાં છું તેવામાં, અને હું, એ ત્રણેનાં વર્ણન માટે અલંકારો જાળ પર જાળ ગુંથ્યા છે તે વાચક પોતે સંભાળપૂર્વક ઉકેલે, ઉખેળે અને તેમનાં ઔચિત્ય અને રસવત્તા માણે એ જ ઉત્તમ છે. રેવાપટને અતિકાયવિભૂતિ શી પણ માતા જેવી કલ્પી છે, જ્યોત્સ્નાને અલૌકિક અતિકાયવિભૂતિ કલ્પી છે, સૃષ્ટિને નિદ્રા હિતકર છે તેનો ભંગ પોતાનાથી ના થઈ જાય માટે જાણે આછાં વાદળાંવસનોમાં લપેટાતી જ પ્રકટ થાય છે. આખી સૃષ્ટિનું મહાકમલ કલ્પ્યું છે, તેમાં = કમલસુંદરતાભોગી મધુકર,—વગેરે. ૧૪: શી ય, અવર્ણનીય (સં. પ્ર.). મ્હારા દાદાજીના નાની ઉમરે જ ગતં થયેલ પિતા ભરૂચમાં ત્યારે સિંધિયાની છાવણી હતી, તે લશ્કરમાં ન્હાના અફસર હતા, તે ઉપરથી અમારું કુલનામ (અડક) સેઠની; ઠાકોર કે દેસાઈ તો ગુજરાતી બ્રહ્મક્ષત્રિયો બધા જ. કવિતાઓ પ્રકટ કરવા માંડી ત્યારથી ઈ. ૧૯૦૦ લગી તને સેહુની તખલ્લુસે સહી કરતો. તખલ્લુસાદિ બુરખા ઈ. ૧૯૦૦ પછી તજી દીધા.

૬: '૪રની આવૃત્તિમાં ચાર જ લીટી છે; પછી ક્રાન્તિનું વર્ણન ઉમેરી આખું સૉનેટ કર્યું. કેટલીક પંક્તિમાં શિખરિણીના છેવાડાના ડ।।।ડ સ્થાને મંદાક્રાંતા પંક્તિના છેવાડાના ડ।ડડ।ડડ સાતથી પંક્તિ બાંધી છે, એટલે તે શિખરિણીતિલક કે શિખમંદા કે શિખક્રાંતા કહેવાય અને શિખરિણી પંક્તિઓના આવી લંબાવેલી પંક્તિઓ સાથેના સેળભેળને શિખરિણીજાતિ નામ આપી શકાય.

૫: આડાઊભા ચિરાડા પાડી ચીરી નાંખે છે. મોટા પર્વતો ય અતિલઘુ ફૂલો હોય એમ. ફૂંકી ફૂલવી—ફૂં કે ફૂં કે ફુક્કા બનાવતો હોય એમ. ૭: અટ્ટહાસ્યો:—'થવા, 'હાથ, 'તુભવ, એવા શબ્દો પણ

આગળ ક્વચિત્ દેખાશે, જ્યાં આદિ અ કે ઉનો લોપ કર્યો છે. આ પણ આપણે બોલીની ત્વરામાં ઘણી વાર કરી નાખિયે તેવો જ પ્રકાર છે, તદ્દન કુદરતી અને શિષ્ટ સાહિત્યે પણ સવિવેક સ્વીકારવા યોગ્ય. ક્રાંતિસમયનું એક મોટું અજબ જેવું લક્ષણ આ છે, તે દરમિયાન જુવાનો કે કાર્યકરો, અગ્રેસરો આદિ અત્યંત આશાવાદ( ઓપ્ટિમિઝમ્) જોરે અતિ સાહસિક બની જાય છે. [ નવી આવૃત્તિની હસ્તપ્રતમાં વધુ ટિપ્પણ પૃ. ૬ ઉપર ] અતિ ન્હાનાં ફૂલોની જેમ.

૭ : બ્થ – બાથ ( કાઠિયાવાડી પ્રયોગ. )

૮ : ઉહૂ એ ! = ! ૩ ( બોલીની ત્વરા ). કંઠ સૂકો, સાથે વાદ્ય પણ એવું જ. હે સંગીતની, સુંદરતાની દેવિ, તું છો ઉદાર, કરુણ, અંતરજ્ઞ, આ લોક ધૃષ્ટ નથી, અજ્ઞાનમાર્યા જ આમ વર્તી રહ્યા છે, એમને ક્ષમા ઘટે છે, ક્રોધ અને સજા નહીં. ૧૨ : ગુણ ( ૧ ) તાર; ( ૨ ) ગંભીરતા, ઉલ્લાસ, કારુણ્ય, કુતૂહલ, સાત્ત્વ્ય, માયા, આદિ માનસિક અવસ્થાઓ રૂપ તંતુઓના વાણાતાણાનો સુમેળ સાધ. તે ભારતી – તે = તવ, એમ ન લેવું; અવર્ણનીય, અદ્વિતીય, કાપિ એ અર્થ લેવો.

૯ : દેવતા – દેવી. જૂનેથી ખડી – ખરી નવા પંથમાં દાખલ થઈ જાય છે. જૂનો મરી પરવારતાં ય આ ન મરતાં નવામાં અપનાવાઈ ચાલ્યા કરે છે.

૧૦ : કાલનો પ્રવાહ અનાદિ અનંત, તે તમામને તાણી જાય છે, ડૂબાડે છે, ભૂત ( થઈ ગયેલ ) બનાવે છે. યદૃચ્છ,– અનાયાસે ત્હારી મોજે. સિક્કા – સિક્કો.

[ નવી આવૃત્તિની હસ્તપ્રતમા વધુ ટિપ્પણ :– ] ટીંબો : ' મોહનજો ડેરો ' જેવો.

૧૧ : છવાય છે અંધકારે – વિસ્મૃતિએ. ભુલી અહં – આપણે આત્મીય માન્યા તે ઉડી જતા આપણને લાગે એ તો કુદરતી, પરંતુ એ

વૈયક્તિક અનુભવ બાજુએ રાખીને. નવ, નવતર, નવતમ = નૌતમ સરખાવો વડેરો = વિશેષ વડો, બહેતર = વધારે અથવા વધારે સારું; બહુતેર = વધારે (૨+૭૦ = ૭૨ માટેનો બોતેર જુદો શબ્દ છે)

[નવી આવૃત્તિની હસ્તપ્રતમા વધુ ટિપ્પણ પૃ° ૭ ઉપર –] (૧) એક કરતા, (૨) એક કાન્દે

૧૨: 'રીઅલ' વત્તા 'આઈડીઅલ', લોકરચ + અલૌકિક, વાસ્તવિક + 'રોમાન્ટિક,' ઐતિહાસિક + કલ્પનામય, ભાવનાશીલ, એમ સામસામા ગુણના સમન્વયરૂપ એ પ્રાસાદની આસપાસનો પરિસર, એના વનોપવન મૃગ–પ્રાણી માત્ર મૃગેન્દ્ર, મહામોટા પ્રાણી, મૃગક, છોટામા છોટા પ્રાણી, સૂક્ષ્મદર્શકે જ દેખાય એવા પણ પાદર–સીમ

[નવી આવૃત્તિની હસ્તપ્રતમા પૃ° ૯ ઉપર –] મૃગમ, અતિ લઘુ પ્રાણિયો (સરખાવો લઘુક = અતિ લઘુ)

૧૩: લીલુ સૂકુ – કર્કશ મધુર, ક્ષણિક દીર્ઘાયુ વગ – સામાન્ય કરતા વધારે ગુણી [નવી આવૃત્તિની હસ્તપ્રતમાનુ ટિપ્પણ –] વન – કાવ્ય સર્ગોની તુલનામા પસંદ પડી જાય એવો ભીના – ચિત્રવિચિત્ર.

૧૪: કવિની ગગન (વિભૂતિ)ની આ અત્યંત ઊર્ધ્વોચ્ચ (દુર્ગમ) છાતીને ચૂમવાની મહેચ્છાને કવિજને ની અનેકાનેક અશક્ય કે અશક્ય વત્ મહેચ્છાઓના એક નમૂના જેવી ગણવી.

[નવી આવૃત્તિની હસ્તપ્રતમાનુ ટિપ્પણ પૃ° ૯ ઉપર –] અભિસારિકાની જેમ પાછળ પાછળ ચાલીને સરી આવે છે ન્?

૧૫: અંગ્રેજી કવિઓએ સોનેટ પ્રશસ્તિઓ લખેલી છે તે વાચક જોવી. તેમની સાથે તુલનાએ આની મૌલિકતા સમજાશે. કૂલની જે અલ્પતા, કૂલના જે જે ગુણ, તે કવિતાવનમા સોનેટબંધના છે, કૂલ જ્યારે ક્ષણભંગુર ત્યારે આ છે અમર ૧૨ અસીમ બન્ધન, મ ખાવે

'ગુર્જર કવિતા બહેો,' એમાં 'વ્યોમની પ્રતિભાછોળો,' 'મહાસર્ગ'માં 'પ્રસાદ એ તો કાલ પર,' વગેરે. [ અનુક્રમે 'ભણકાર – ૧૯૫૧' ગુચ્છ ૧, કૃતિ ૨ અને ૧૯માં.]

[ નવી આવૃત્તિની હસ્તપ્રતમાંનું ટિપ્પણ પૃ°. ૧૨ ઉપર :— ] મનનોનાં અસીમ ઇન્ધન.

૧૬ : વરેલ - સ્વેચ્છાએ પસંદ કરેલ. દાસની - આપના દાસની એટલે મ્હારી : આ રૂઢિ સંસ્કૃત ભાષાની છે. સ-લીલ – લીલા જ ત્હમારૂં જીવન છે, તેને. પ્રેમપાત્રનાં લક્ષણોને સદાય અનુકૂલ, તેની મતિ, રુચિ, વૃત્તિ, હિતબુદ્ધિ તે પોતાના, એમ વર્તનાર જ સાચો પ્રેમી અને મનોમન સાક્ષી ત્યાયે આવા સાચા પ્રેમની કદર પ્રેમપાત્ર કરે જ. વળી કદર કરે છે એ જ પાત્રનો પોતાનો તે પ્રેમી ઉપર સાચા પ્રેમનો પુરાવો છે. સર્જક કલાકારની સર્જકતા અને પ્રેમી કલાનિષ્ઠા કલાવિભૂતિનો કલાકાર પ્રતિ પ્રેમ આકર્ષે જ.

૧૭ : નાના – ભિન્નવિભિન્ન, રવ અને શોરનુ વિશેષણ, ઘુંઘા)- ઘાટ ગગડાટ, મર્મર, સૂર અને ધ્વનિ એ નામોનું પણ 'નાના' વિશેષણ. આમ અહીં અન્વય ગૂંચવણિયો છે. ઘનો – વાદળા. ગહિલ – ઘેલુ; (મધ્યકાલીન પ્રયોગ) ગહિલ, જેનુ મૂલ સં. ગ્રહિલ શબ્દ છે. પોતાની વાસળી પૂરે છે અને તેના પ્રતિધ્વનિમા કદાપિ સાભળે છે, બીજી વાસળીઓ (કે બીજાં વાદ્યો) એ પોતાના સૂરોને પ્રતિગુંજતાં, અને એમ પ્રિયતર.

૧૮ : કેતન – કાયા. કવિતાશૂન્ય, કલ્પનાદૃષ્ટિ અંધ બનતાં હું ચેતન વિનાનો નિર્જીવ લાશ જ.

[ નવી આવૃત્તિની હસ્તપ્રતમા પાદટીપ :– ] સ્નેહીશ્રી મીનુ દેસાઇને મ્હાગ અક્ષરનો નમૂનો. મુંબાઇ ગાધી જયંતી, ૧૯૫૧ ઈ.

૧૯ : દાખડા – મહા પ્રયત્ન (કાઠિયાવાડી).

૨૦ : રત્નદ્યુતિ—દીવાને ટેકાણે સદા ઝગઝગતા રત્નો. અસહ્યસહ, —'પ્રાણમીત્વ', કાલના આદિ સાથે અવતરેલ, અનાદિ. છડીદાર—રાજ-દંડધર. ભાવ—સત્ત્વો, ભાવનાનિર્મિત અમૂર્તમૂર્તો, જેનુ અસ્તિત્વ શ્રદ્ધાએ જ સ્વીકારાય અનંગ—'સ્પિરિચ્યુઅલ', શરીર ભસ્મીભૂત તથાપિ ઉગરેલ છે જેનો આત્મા તે.

૨૧ : ભવ્યો અને લાઘવો. 'પદે'થી માંડીને 'ત્રિભંગી થકિ' લગીની તમામ લીલાઓ સાથે 'પ્રકટી રાચો' છો. અમુક શાસ્ત્ર નિર્દોષ, નિર્વિઘ્ને અને સદ્ય સિદ્ધ કરવા વાંછતો આ વૃદ્ધ સૂર્યોદય પહેલા પોતાની પ્રવૃત્તિ નિત્ય આરંભે છે તે ક્ષણે, તે પહેલપ્રથમ હે દેવી, તહને ભીખત તહને આ અંજલિ અર્પે છે. ['ભણકારાત્તર'મા શરૂઆતની નકલ નીચે નોંધ છે કે 'આ સોનેટ પણ ગણાય ખરૂ કે? Perfect in its own way though unrhymed.' બીજી નકલમા 'ઉપજાતિ (ત્રિષ્ટુભ—જગતી) છંદ—પ્રાસહીન સોનેટ' લખ્યુ છે, અને મથાળે 'પિંગળ એટલે કાવ્યકાયાબંધારણ—પદ્યપદાદિ કાવ્યબંધોનુ ગુજરાતી શાસ્ત્ર—વ્યાખ્યાઓ અને નમૂનાઓ સહિત'—એવી નોંધ છે ]

૨૨ : સમતુલા,—'બેલન્સ ઑફ પાવર,' બે મોટ,—ફ્રાન્સ ને ઇંગ્લેન્ડ; બે મિત્ર,—યુ. એસ. એ. અને સોવિયટ રશિયા, દા—દાવ (કાઠિયાવાડી) જૂની ધરા,—એશિયા, યુરપ, આફ્રિકા. મૂર,—મોરોક્કો વગેરે.—એબિસીનિયા. સિયા—સીઆમ તે જ સાઈ જે ઉંદરે ય સારું, આ અત્યારે પોતાને આઝાદ થઈ ચુકેલ કે થનાર માને છે તે પોતાની આ નવી સ્વાધીનતા ટકાવી શકશે ખરા કે ખોઈ નાખીને આગળથી ય વધારે નઠારી ગુલામીમા પડી જશે, એવી શંકા દરેક અનુભવી નિરીક્ષકોને તો થયા વિના રહેતી જ નથી.

૨૩ : ચેલા ચેતી (સંસ્કૃત ચેટ ચેટી) ૯. ધાડમી શબ્દ બગડી છે, અત્યંત સાહસિક એવા અર્થ માટે ગુજરાતીમા અપનાવવો ઘટે સ્ફુલિંગ—અગ્નિ (સ્વયંભૂચેતના)નો અંગાર.

૨૪, ૨૫, ૨૬ : સંઘરી,—(મધ્યકાલીન પ્રયોગ) સંઘવર્ઈ, (સંસ્કૃત) સંઘપતિ – ઉપરથી. શિવંકર, શં–શિવ–શુભં–કર. ભવે, ભવકર્ત્તવ્યોના શકટે; ભવરણના સંગ્રામોમાં. કણી જડ,– શ્રી મહમ્મદઅલી ઝીણાની અલગ સ્વાતંત્ર્ય માટેની મહેચ્છા. હિંમ્તભર – હિંમતના કુલ સંચયે. ૩૭. 'નથી જ બલહીનનો ' : જુવો ' ભણકાર – ૧૯૫૧ ' છેલ્લા ગુચ્છની એક પતાકા ( પૃ. ૨૭૯ ) " નાયં ગુરુ નાર્યં પંથા નેયં શાંતિ ર્નેયં નિષ્ઠા નાયં આત્મા નેદં શીલં બલહીનેન લભ્યતે ( ઉપનિષદ્– ઉદ્‌ભાવિત ).

૨૭ : સપરાણુ (ણો, ણી, ણું) – સ + પ્રાણનું મધ્યકાલીન રૂપ. આપણે પરાણે શબ્દ વાપરિયે છ, તેનો એ જ અર્થ છે. બીજાના પ્રાણે દબાઈને એવો અધીનતાવાચક ('પેસિવ') અર્થ તેમ સક્રિય સ્વાધીનતાવાચક ('ઍક્ટિવ') અર્થ, આપણા પોતાના પ્રાણ વડે–બંને સપરાણુ અને પરાણે બેય શબ્દોના થઈ શકે. તો આપણે હીન અધીનતાવાચક ('પેસિવ') અર્થ માટે જ 'પરાણે' વાપરવો, ઉચ્ચ સક્રિય અર્થ માટે જ 'સપરાણુ' વાપરવો. એવી વ્યવસ્થા સૂચવું છું. રમામદીલ,=લક્ષ્મીના અતિશયથી છકેલી, તોરી. ધુવા – ધોવાને. અનૂપ,– અનુપમ. 'યૂનો '– યુનાઇટિડ નેશન્સ ઑર્ગેનિઝેશનની એ ત્રણ શબ્દોના પ્રથમાક્ષર જ સંયોજી ઘડેલ સંક્ષિપ્ત સંજ્ઞા.

૨૮ : આઝાદીનું જવાહર. માલમી – સુકાની, નૌપતિ.

૨૯ : ઑર – અનન્ય, વિલક્ષણ. વિદેશી ભુલવ્યો – ઍંગ્લોઇંડિયનો અને અંગ્રેજ પ્રજામાંના એક પક્ષે, એમ લેવું. આખી પ્રજા કે સિવિલ મિલિટરી અમલદારો તમામ સર સૈયદ અહંમદથી લઈને મહમ્મદઅલી ઝીણા લગીના મુસ્લિમ આગેવાનોને પાનો ચડાવવામા હતા, એ વાત ખોટી છે. કૉંગ્રેસ અને મુસ્લિમ લીગ વચ્ચે સંધિ કરાવવામાં વેડર્બર્ન જેવા આગેવાનોએ બનતા બધા ય પ્રયાસ કરેલા તેનો સાક્ષી ઇતિહાસ

છે ઓગણીસમી સદી દરમિયાન પ્રજારમિતા દુનિયામા બધે જ અતિ ઉપર ગયેન, કોંગ્રેસને તેમ મુસ્લિમ લીગને અવતારનાર તેમ બેયને પોતપોતાના "હક્ક" માટે ગમે તે ભોગ દઈ છૂટવાની દઢના તેમનામા ઉપજાવનાર મુખ્ય અને એકસરખુ પ્રવર્તેલું બલ આ જગદ્વ્યાપી વાતાવરણ પણ ગણાય ૧૩ સદર–કુલકુવા

૩૦ અદ્દ્ઇ–અજોડ બુદ્ધનુ પણ આપણા દેશે એમ જ બનેલ. એના જીવનના બનેલા બનાવોને સંગ્રહવાને બદલે, તેમા ભરેલા સનાતન બોધ પ્રમાણેના આચરણ અને શીલ ઘડવાને બદલે, ચમત્કારિક બનાવો ('મિરેકલ્સ')થી ભરેલ એક દષ્ટાંત કથા જ ઉપજાવી લીધી છે એ કથાની પાછળનો સાચો ઇતિહાસ આપણે ગુમાવી બેઠા છિયે મહા પુરુષથી આપણા ઊર્મિલ, બોલવે બહાદુર, ઊર્મિઓ અને ભાવનાઓના સ્વપ્ન સેવવે કવિ જેવા, અને તપોમય આચરણે કાયર લોક, એવા તો દબાઈ જાય છે, તેઓ શિષ્ય થવાને સ્થાને 'ભગત" જ બના બેસે છે, "જે જે જે જેકાર' નો ધૂનમા જ બાપડા જ તૂટા મચી પડે છે, અને જીવનને ઉદ્ધારવાને બદલે વેડફી મારે છે સાચો મહાપુરુષ તો પોતે અવારનવાર ચોખ્ખુ કહે છે કે, હુ કઈ દેવ નથી, અવતાર નથી, તમ સૌના જેવુ માનવી જંતુ જ છુ ચમત્કારો જેમ તહમને તેમ મ્હને ય અસાધ્ય છે પણ સાચા મહાપુરુષ અત્યંત વિરલ ઘણા મહાપુરુષ થતા થતા જ આવા પ્રલોભનોએ ચળે છે, દંભમા વધુ વધુ ગરકતા જાય છે તે એટલે સુધી કે પોતાના પાછલા આચરણોમા દંભ કેટલો અને નિખાલસતા કેટલી તે પોતે પણ તારવી ના શકે! વળી દરમિયાન એવા માણસની આસપાસ ચેલાઓનુ દળ ચ્ચાઈ ગયુ હોય છે, જેમને તો પોતાના ગુરુનો મહિમા વધાર્યે જવામા જ બેઠો પાર છે આવી પ્રજાને સાચી માણસાઈના પગથિયા ચડતી શી રીતે બનાવી શકાય, તે પણ એક મહાવિકટ અને સંકુલ કોયડો છે

૩૧ ૮ હિત + આરાધિયે

૩૨, ૩૩ : ૧૦ : યમના મુખોમા, ઉભગતા હેતે. ૧૭ : ચારે શતક –એપનિકસ, પેરેસેલ્સસ, કોલમ્બસથી ગણતા પાચ

['ભણકાર – આવૃત્તિ બીજી'ની 'કોગ પાના સુધી બાધેલી બીજી નકલ'ના પૃ. ૨૭૨–૩ સામેના પાઠ પ્રમાણે 'મ્હાગ સૉનેટ' ૧૯૬૧ની આવૃત્તિનો પાઠ સુધાર્યો છે ત્યા નીચે આપેલુ 'ટિપ્પણ':–]

૨ : શુભ હૃદયવાળા અતિમહાનુભાવે પણ જેવા બનતા કદાપિ સાભળેલા નહી.

વિજેતાઓ પોતાના લશ્કર વિજિત પ્રદેશોમાથી પાછા બોલાવી લે છે, મોટા અને ન્હાના ઘણાઘણા સ્વતંત્ર ગજ્યો જાણે પરસ્પર કુટુંબીઓ હોય તેમ હવે મળે છે, લખેશરીઓ જેમ કુલીઓને નભાવે અને પોતાના સમાન ગણે તેમ સમૃદ્ધ રાજ્યો તંગહાલ રાજ્યોને પોતાના ભોગવિલાસ પર થોડી કાપકૂપે પણ પગભર કરવા તૈયાર થયા હોય એવા ચિહ્ન દેખાય છે કણ' ખાવાનો દાણો; ધર્મ : બળતણ મતા : માલમતા. જિષ્ણુના – વિજિગીષા સર્વોપરિ થવાની મહેચ્છાએ ખચિત હિતાંધ યુગો. પરસ્પર સ્નેહીઓની માફક મિત્રતા જાળવવા કેળવવાનુ વ્રત જાણે લીધુ હોય . . સ્થલ સ્થલ વચ્ચેના અંતર છેક કપાઇ ગયા છે. સૈકાઓ લગી ગાડા કલાકે ગાઉ બે ગાઉ ઘોડા પાચસાત ગાઉ જાય એમ ચાલતું હવે આગગાડીને કલાકના પચાશ માઈલ, એયરોપ્લેનને કલાકે ચારસો માઈલની ઝડપ સૌના અનુભવની બાબત થઈ રહી છે. આ વૈજ્ઞાનિક – યાંત્રિક પ્રગતિઓનો પ્રજાઓને લાભ મળે એ પ્રમાણેની નીતિ ઘડનાર નાયકો મળવા જોઈએ. એવા નાયકો વિના, સૈકાઓ લગી હતા એવા જુનવાણી અનુદારદિલ સંકુચિત આત્માવાળા નાયકો જ ચાલ્યા કરશે તો તો પરિણામ વિપરીત અને ભંયકર જ આવવાના.

૩૪ : રાક્ષસો, બલિ અને બાણાસુર. મુગન્વયિ – મૌર્યો ૭ : વણ –૬. ૮ ગુણાઢ્ય-બૃહત્કથા અને કથાસરિત્સાગરની પ્રાસ્તાવિક કથા જુવો હીરવિજયસૂરિ ભરૂચ જિલ્લામાના એક ગામડાના

૩૫ : ' ચિત્રકૂટને ઘાટ્ટ ' સૉનેટ ૬૩મું પણ અમદાવાદને સ્પર્શે છે. આ સૉનેટ સુરતને જ સ્પર્શે છે. ૨ : હાજી થવાને હિંદી મુસ્લિમો માટે મક્કે હજ પઢવા જવાનું મથક. ૫ : આંગ્લોનાં ઉજમહીથલે. ૭ : રણછોડલાલને એના સમયના લોક રણછોડલાલ ગૂંદરિયો કહેતા. ૧૪ : રાજપુર – રાજનગર.

૩૬ : [ ' મ્હારાં સૉનેટ ' આવૃત્તિ પહેલી – પૃ. ૮૫ ઉપરની નોંધ :–] ઈ. ૧૮૯૬ની આખરે અજમેરમાં સાત લીટી જ લખેલી; ૧૯૦૯–૧૦માં સૉનેટ પૂરું થયું, અને જેને ઉદ્દેશીને લખેલું તે–કાન્ત–ને પત્ર સાથે મોકલેલું. પ્રથમ પ્રકટ પછી ઘણે વર્ષે ' નવચેતન ' માસિકમાં. ૪ : પુરાન્તી – આગલા સમયની. ૬–૧૧ : ' કલા ', શબ્દ ઉપરથી ' ચન્દ્રમા ' આવ્યો, પક્ષ અને ભરતીઓટને આણતો આવ્યો, તે ઉપરથી દરિયો આવ્યો અને પ્રીતિ બની ગઈ દોલાયમાન કીશ્તી....૧૨ : ' દરિયે ઓ ' ' રિ ' ફ્રુત છે. લોઢ–હોડા. ૧૪ : વામનું–તરી ઊતરવું.

૩૭ : નેહસાર – પ્રેમતત્ત્વ. વૈજયંતી – આખી કાયા પર લટકની અંગોઅંગની અમર શોભા રૂપ અલૌકિક તેજમાલા.

૩૮ : ૭ : લીલાનો અવધિ. ૧૦ : ધર્મસૂત્ર – લગ્નની ગાંઠ.

૩૯ : ૧૨ : અનેરા સુગંધો ફેલાવો.

૪૦ : ૧ : કાનન – વૃક્ષોની ઝાડી. દુનિયા અને દુન્યવી જીવન ઉપર વિરાગ જામતાં આપણામાં ગૃહસ્થાશ્રમ ત્યાગી માણસો વાનપ્રસ્થ થતા હતા – એમ જૂના ગ્રંથો કહે છે ખરા – તેમ. : જ્યાં વૈશ્યાસંગ રાતે રાતે નવા.

૪૧ : પ્રિયે, તું મ્હારી પ્રિયા હો એ હકીકતને હું ઝડાગ આખા જીવનને ધન્ય ધન્ય બનાવતી ગણું છું.

૪૨ : સલીલ – લીલામય.

૪૩ : કલેજાના ઘામાંથી લોહી વહી રહ્યું ' તુ. દંડ – સજા કરતો હાથ. ૯ : મીરાં – નદી માટે સામાન્ય નામ.

૪૪: ૧૨: નિર્દય વગી આસુરી, માનુષી માતાથી તો તું શક્તિ આધન આવડતે ક્યાં ય ચડિયાતી તો ય ત્હારું વર્તન આ ! ત્હને માતા કે માતા જેવી ગણુવી તે જ ભૂલ !

૪૫: ૨: જલખચિત જાલે રક્ષિત લીલી ટેશી રૂપે ગર્ભવાસ ગાળ્યો. ૩: ઉષાસુત—અરુણ. અરુણ વાસે આવે સૂર્યકિરણ. ૧૪: હે યમ, હે તપોમય નિશાકાલ, જો તુ આમ વર્તી શકતો હો તો આવ, આવ !

૪૬: ચડી—ક્રોધે ભરાઈ. ૮: એકાશ્રયા—મનોમન સાક્ષી ન્યાયે અનન્ય બની ગયેલ.

૪૭: મોર—સૂર્યોદયનુ, દિવસના પ્હેલા પ્હોરનુ. [એક નોધ ઉપરથી :—] 'પ્રતાપ' દિવાળી અંક ૧૯૩૮ (૧૯૯૫) સારુ મોકલ્યુ. તા.૨૮–૯–'૩૮.

૪૮: ૭-૮: જો આવો સ્નેહાતિરેક ઘણો લાબો સમય ઘણા ઉપર વર્ષ્યા કરે તો સંસાર કેટલો બધો મીઠો બની જાય. ૧૩. પુર—આગલા.

['ભણકાર—આવૃત્તિ બીજી 'ની 'ડાગ પાના મુકી બાંધેલી બીજી નકલ 'ના પૃ. ૧૬૨ સામે આ કૃતિની નકલ છે ત્યા એનુ શીર્ષક છે "ત્રણ દુ:ખી સ્નેહીએ" અને છંદનુ નામ લખ્યું છે 'પૃથ્વી અને અતિપૃથ્વી' તેની નીચે આપેલું ટિપ્પણ :—]

આ ત્રણમા એક સ્ત્રી હુંથી બારેક વર્ષે મોટા, નજીકના સગા; પણ એમના પતિ અને બીજા ઘણાખરા વ્હેલા ઉપડી ગયા, ઘડપણ અને અશક્તિએ વધતા ગયા તો ય આયુષ્ય ખૂટ્યુ નહી, નિર્વાહસાધને ન રહ્યા, અતિનિકટના જે એકબે બીજા ઉપર જ આધાર રાખવો પડ્યો, તેમણે પણ એમને દગો દીધો, દીધા જ કર્યો, એમના વીતકોન [નો] પાર રહ્યો નહીં, તોય આયખુ લંબાતુ જ ચાલ્યુ ...... એક મિત્ર, અનન્ય ભક્ત કહુ તોપણ ચાલે, મ્હારાથી બેત્રણ વર્ષે મોટા; પચાશના થતા તો ઉપડી ગયા, શાળા છોડા [?ડ્યા] પછીનુ એમનુ આખુ જીવન દુઃખપ્રધાન,

અને ગયા તે પાછા શું ન આવ્યા નિનધાર જીવ મૂકીને ગયા, તેની વાત જ ની કરાય । બીજા ભાગથી આશરે વાયરો ન્હાના, મ્હાર શિષ્ય મિત્રોમા અમૂલ્ય રત્ન જેવા વિદ્યાગવેષણ જેને સારી સ્થિતિ ગણે તે પ્રાપ્ત કરી ચૂક્યા પરંતુ નસીબ બે ડગના આગળનુ આગળ કહેવાય છે, તેમ કુટુંબના સંજોગોમા આખો જન્મારો વસુંવાય જ નહી એરના બધા દુખી .. એમને લગતી વિશેષ વિગતની આટઆટલે વર્ષે વાચકને કશી જરૂર નથી અને દુ તો દઢ માનુ છુ કે આપણા આ અધન્ય દશામા આપણી અધન્યતર સંસારહોળીઓમા ઉપાડી આખે ફરના । એના વિચારશીલ માણસ અત્યંત વિરલ હોવા જોઈએ, જેમને પોતાને પોતાના અનુભવમા જ આવા અતોનાન દુખના અને કર્મગતિ કે ન્યાયના ધારણની કોઈ પણ યુક્તિ વા છૂટછાટ સમઝી જ ના શકાય એવા દાખલા એકથી વધાર આવી ગયેન ના હોય

' એક મિત્રનુ ભરજુવાનીમા મૃત્યુ (અરે ખતમ આમ૦) એ સોતેર નિવાપાંજલીઓમાથી ઉપાડી લઈને નવી આવૃત્તિમા આ (ત્રણ દુખી સ્નેહીઓ)ની પહેના મૂક્તુ

૪૯° ૧ ગાદલી–ત્હારી પ્રિયા જેને આશરે સ્વમાન વધેન ટકી રહેન તે દરેક ઊડી ગયુ છે તો ય એ સ્વમાન તો ચાલૂ છે। ભૂષણ ગણાતુ તે જ આ સ્થિતિપરત્મા ત્હાના આગલો સમય ન જાણે તેમની આગળ ત્હને તુચ્છ બનાવે છે

૫૦° નવિ–નવીન એ પ્રત્યેક બનાવ સારો કે માઠો નવી કસોટી ગણાય છે આપણા મગજનુ આપણી તુલનાશક્તિ મર્નકારપુ ચાકળ વાની શક્તિનુ એનુ જ બંધારણ આ કસોટી મોજઓની ૫ ંપરાપ જીવનપ્રવાહે સૌથી કપરી કસોટી છે–આ ઘડપણ

૫૧ ૩ 'વાહ! એક ગુરુ ૮ કહી–કેવી અપુધારેની ૧૦ શિશુ કુટુંબ કે મંડળમા પોતાથી ન્હાના તેમના હક્ક

પર : [ ' ભણકાર–આવૃત્તિ બીજી 'નું ટિપ્પણ પૃ. ( ૪૩–૪ ) નીચે આપ્યું છે. તેમાં શીર્ષક છે ' જ. પી. ત્રિ.નું અવસાન. ' ] ૧–૬ : એકલા લેખકને નહીં, લેખક, વાચક, જીવસૃષ્ટિ આખીને લાગુ પડે છે. અને આ અસંખ્ય દુઃખવીચિઓમાં કિશોરવયિ પ્રેમ મધ્યવયિ મદના ઉછાળા વગેરે પણ વૃદ્ધને સંભારતાં દુઃખપ્રધાન જ હતા એમ લાગે છે; તથા તેની આસપાસનાં બંધુઓ, મિત્રો, પરિચયીઓ-માંથી એક પછી એક મરતાં જાય છે મરતાં જ જાય છે એ નવી નવી દુઃખવીચિમાલાના ધસારા ય એ વૃદ્ધને સહેવા પડે છે. ૧૧ : સુમંદ ડગલે.

પ૩ : [ ૨ : મારાં સાથી, કામકાજમાં તેમ જ નવરાશમાં. ૮ : આ શ્વાસો. ૧૧–૧૨ : એ કડેડી અનિશ્ચિતતારૂપી ઊણપ આ સાન્ત વ્યક્તિને કેવી ત્રાસદ થાય છે ! ૧૪ : અટકની – પૂર્ણવિરામની, મૃત્યુની. સદાવડું – સર૦ ' પડ પડ તો કે સદાવડી. ' ' ભણકાર – આવૃત્તિ બીજીની કોરાં પાના મુકી બાંધેલી બીજી નકલ 'મા પૃ. ૨૪૧ સામેનું ટિપ્પણ : ]

આ પછી થોડી જ વારે મોટા મંદવાડનાં વર્ષો આવ્યા તે પાછળ મુકી ગયેલ અશક્તિઓ મહાલાખી ચાલ્યા કરી. " ૭૫મે " દરમિયાન છેક આવી [ ? વા ] થાકેલે કદમે જ એક પછી એક સ્થળે જઈ આવેલો. આમ ઉપલા સૉનેટમાના ગર્ભિત ગર્વને માટે જ મ્હારે જાણે પછીના ત્રણચાર વર્ષ વસમા પ્રાયશ્ચિત્તના વેઠવા પડ્યા !

પ૪ : [ ૨ : ' જવ ' – ' ભણકાર–૧૯૫૧ 'મા ' ચવ ' છાપભૂલ લાગે છે. ૧૧ : હરે – હરાઈ. ૧૨ : મોજમા – ખોજની મોજમા. કુગ્રામમાં – વાતચીતમા ઘણી વાર પ્રો. ઠાકોર મુંબઈ નિવાસને કુગ્રામવાસ કહેતા; વૃદ્ધાવસ્થા આમે દુઃખદાયક છે, પણ ક્ષુદ્રતાભર્યા કુગ્રામમાં ગાળવાની હોય તો બમણી દુઃખદાયક છે. ]

પપ : ૯ : અક્રિયતા, બેજવાબદારી, ઇતિકર્તવ્યતાને દરિયે સહેલ કરવા. ૧૧ : ઝૂંસરી ઉતારી નાખેલ બળદની જેમ વાગોળવા.

૫૬ : ૪ : સાણેનવો દાત ખૂબ ખેંચી તોડીને ઉપાડી લે તેનુ અત્યંત દુઃખ થાય છે ૧૦ : એ ઉપાધિઓને સ્વકીય ગણવી તે જ મહામોહ હતો.

૫૭ : ૬ : કુલીનોમા ઉત્કૃષ્ટ. વરેણ્ય–શ્રેષ્ઠ ૮ : ગુજરાતીઓના તો, અમુક છેક નટાની થઈ ગયેલ બ્રાહ્મણ ન્યાતો અપવાદ રૂપ છે તેમનો આખી વસતીના પ્રમાણમા હિસાબ જ નથી, એટલે જ્યા ગોત્રો જ ખોટા, બનાવટી અને વીસરાયેલ છે, ત્યા આર્યવિશુદ્ધિની વાત જ શી હોય! લગભગ આખી પ્રજા વર્ણસંકર ત્યા કહેવુ જ શું? ૮ : સળંગ આર્યાન્વય. ૯–૧૦ : મૈથિલ આર્યોએ નવદ્વીપ વિદ્યાપીઠની પ્રતિષ્ઠા બાધી તેમા આપના પિતરો અનેક એક કે વધુ શાસ્ત્રો દર્શનોમા અગ્રણી ગણાયેલ, જ્ઞાનની સીમાઓને વિસ્તારવામા ફાવેલ

૫૮ : વિરચાય – વિસર્જાય. આવા સંસારમા બે વ્યક્તિઓ વચ્ચે અન્યોન્ય પ્રેમ ફૂટે, જામે, એ પ્રેમીજનો, એ રસકૂડલી...છૂટી પડી જાય, અને વર્ષો પછી જ્યારે પાછી મળે ત્યારે સમયવહને એમનો પ્રેમ કેવો તો ગળી ગયેલ હોય! એ અન્યોન્ય હિત સાથે બીજા સુપાત્રોના હિત સાધવામા જ મચી પડે એમા શુ આશ્ચર્ય? અને વળી પાછા છૂટા પડી જાય ત્યારે? [ ઉપરાંત જુઓ વિવરણ સોનેટ ૧૪૩ ઉપરનું. 'ભણકાર – આવૃત્તિ બીજીની કોરા પાના મુખી બાંધેલી બીજી નકલ'મા પૃ ૨૪૯ નીચે આપેલુ ટિપ્પણ :– ]

સુધા કલ્પિત અને અભૌમ એટલે એ પદાર્થ નથી, પ્રત્યક્ષ પદાર્થના જ થઈ શકે એનો એ કેવળ 'સ્વર્ગ' ( આઇડીઆ ) છે એ આપણા અનુભવનો વિષય બની જ ના શકે : જૂનુ મધ અને એની અમૂલ્ય ગુણવત્તા તો અનુભવવિષય છે જ. અને માનવીના ભૌમ એટલે વ્યવહારુ મૂલ્યાંકનમા જૂના મધનુ સ્થાન, મારા અધીન મતે અહી રજૂ કરુ છુ તેમ સુધા જેવા અમર્ત્ય દ્રવ્યથી ચઢિયાતુ ગણાય.

૫૯ : ૧૪ : શ્રવણદાન, કાનનો કાનો.

[ક. મા. = ફરસનદાસ માણેક. 'ભણકાર – આવૃત્તિ બીજી'ની 'એગ પાના સુધી બાધેલી બીજી નકલ'ના પૃ. ૨૯૭ સામે આ સૉનેટ છે. ત્યાં શીર્ષક છે – "'ત્હને નૃપતિ શું કરું ?'ના લેખક કવિબંધુ ક. મા.ને" પાછળ સાગ પ્રમાણમાં થયો લાગે છે. ત્યાં અને પૃ. ૨૯૭ના હાંસિયાઓમાં લખેલું ટિપ્પણ :– ]

"ત્હને નૃપતિ શું કરું" એ ક. મા ના પૃથ્વીબદ્ધ સૉનેટ માટે જુઓ જન્મભૂમિ દૈનિક – જુલાઈ ૧૯૪૪નો અંક. એમ, મારે માથે આળ મુકેલા છે તેનો આ એ કર્તા ક મા ને જવાબ છે, કે ભાઈ ક. મા., કાચા કાનનો ન થા. હું ખુશામદખોર ? સેંકડો વર્ષ થયા ખુશામદથી વાજ આવી ગયેલ એ કાઠિયાવાડના રાજા રજવી રાજકુમાર, દિવાન, મુત્સદ્દી, – હુ ૧૯૦૪થી ૧૯૧૪ લગી રાજકુમાર કૉલેજમાં એવી જગાએ હતો કે આ આખા વર્ગ સાથે નિકટ સમાગમમાં આવી જ ગયેલો, તે આખા વર્ગને કોઈ પણ વ્યક્તિને ભાઈ પૂછી તો જુવો ! હું એણ ? બાહ્ય ચડતીપડતીની આખી દ્વંદ્વાન્દોલ સૃષ્ટિને આળપંપાળ જ ગણનારો હુ.

૬૦ : શેક્સપિયરના નાટક હૅમ્લેટમાં બુડ્ઢો દરબારી પોલોનિયસ પુત્રને મંત્ર પઢાવે છે – ખુદવફાઈનો – "ટુ ધાઈન ઓન સેલ્ફ બી ટ્રૂ."

૬૧ : હયજગે – વછેરા મોટા ઘોડા અને ઘરડાની બનેલી ગુજરાતી લેખકોની સૃષ્ટિ ૧૩ કલાની ઉત્કૃષ્ટ ભાવનાઓ સર્વસંમત. કોઈની આગવી નહી

૬૨ : મે વર્જેલ ભોગ . મિસ્ટિસિઝમ અને અંધશ્રદ્ધાની. બુદ્ધિ પંગુ છે, કબૂલ પણ શ્રદ્ધા તો અંધ છે, જે કહેવામાં આવે તે માની લેતા કાચા કાનવાળી, જે કંઈ દાવા – અક્કલનો ધારો પણ હોય ત ય સામે ઝાડ થઈ જાય એવા – દાખલા તરીકે, બીજા વિશ્વવિગ્રહમાં પ્રજાસત્તાવાદી મિત્રરાજ્યોનો વિજય અમુક યોગીએ પોતાના આશ્રમે ધ્યાનાદિ વડે સાત્ત્વિક બલો પ્રેરીને ઉપજાવ્યો એવા દીવાના અરે

પશુને વાચા હોય તો તે પણ ના કરે એવા – દાવા કરવામાં આ તે તમામ ગણી જાય કરાગે, એવી ઉક્તિ છે. ઉપનિષદમાં અને પ્લેટોના સંવાદોમાં વાચિયે છિયે જનનાની ગાથીને બે પશુ જોડેલા છે એક સુપાન બીજો કપાતર. બુદ્ધિ પંગુ છે, શ્રદ્ધા અંધ છે. અંધ ખભે પંગુ ચડીને કંઈયે ગતો દેખાડી શકે, કે પંગુને ખભે અંધ ચડાવ્યો હોય તે ? બુદ્ધિમ્વાનંગ એટલે ' ધિ ઓપન માઇન્ડ, ' અજ્ઞેયવાદની કંઠી બાંધવી સારી, કે અંધશ્રદ્ધાના અગડંબગડંની ? અજ્ઞેયવાદ ધીરે ધીરે ધીરે નક્કર હકીકતો જમા કરી કરીને ચેતનંન. અનુકૂલપ્રતિકૂલ બાતમી ભેગી કરીને, પુનાવા કમીકસીને – વિરાટ કુદરત અને આપણો માનસ વિરાટ – બ્રહ્માંડ અને સાથે પંડ – વધાર વધાર ઉકેલવાની અને હિતસાધક બનાવવાની આવડત મેળવતો આવે છે તેનો સાક્ષી કોપર્નિકસ પેરેમેત્મસ આદિથી માંડીને આજલગીના ગણતરી સૈકામાં થયેલ શાસ્ત્રવિજ્ઞાનપ્રગતિનો ઇતિહાસ છે. અગમ-નિગમવાદ કશી ય પ્રગતિ દેખાડી શકે છે કે ઘાણીના બેલની જેમ ચકર ચકર ચકર ફેરફૂંદડી જ કરે છે અને આખ તો જકડીને બંધ, શંકા નામે મહાપાતક ! — એટલે વળી પોતાના " જ્ઞાન " " વિજ્ઞાન "— ભલેને દિવ્ય કહેવાય, લેખિત્ત નજાર મિપન્યિુઅલની ડાન્કા છાપ હાથે મારી લિયે, તથાપિ કયા સ્વરૂપના છે, તે પોતે જ જાણવાને અત્યંત અશક્ત છે અહીં આથી વધારે લખવું તે કિંમતી જગાને વેડફી નાખવા જેવું થઈ પડે ૮ઃ વિનત=વિરાટ (નામ).

૬૩ઃ ભાઈશ્રી નવિશંકર ગવજે " ચિત્રકૂટ " મકાનના વાસ્તુ વખતે હાજર રહેવા નિમંત્રણ મોકલ્યું ત્યારે જવાને બદલે બીજા એક બંધુ જતા હતા તેમની જોડે ચિત્રકળા અને કવિતાકલા તો બહેનો – કવિતાકલા ચિત્રકળાની કદર બૂઝે જ, ચિત્રકલાનિતને આવકારે જ, એ મનતગનું આ સોનેટ મોકલેલું. અમદાવાદ ભલેને નનટતાવિહીન કાજુ રેનેટી ખો. શુષ્કને લીલું નસગ બનાવવું, સપાટિયા નજરે જે ભાગ્યાય દુદું લાગે તેમાની ય નવજીવનના કલ્પનાનેત્ર દેખાડવી, એ

સાત્ત્વિકોત્તમ જીવનકર્તવ્ય માટે જ કલા છે, દરેકની રીત, સાધન-સામગ્રી, સિદ્ધિ ભલે વિશિષ્ટ ચિનકલા પોતે કેનુ કેનુ ઉપજાવી શકે તેનુ માન રખાવિન દોર્યુ છે, મિતાક્ષરી ૧૨ • આભના – અસામાન્ય, બુદ્ધિ ('સબ્લિમિનલ ઇન્ટેલિજન્સ')માથી પ્રસરતા 'ગુથીશુ'નુ કર્મ છે અનંગમાલાઓ

૬૪: પવન – પરિસ્થિતિ, પંની ચોપાસ પથરાતો બ્રહ્માંડ, જેની આગળ કેટલી ય વાર પંડનુ કશુ જ ઉપજતુ નથી

૬૫: [ ૧૦ સંગરમા, યુદ્ધમા ]

૬૬ ૯ : સહજભાવિ – કુદરતી. ૧૪ જનિ – જનેતા

૬૭ આગબોટ વાટે કચ્છ જઈ આવ્યા પછી ૧૪ લહરે – લહેરાય છે

૬૮ ૫ શુ – કઈ વસ્તુઓ, [ કયા ] પ્રાણીઓ મેઘસંતાન નદી, નદસંતાન દરિયો, દરિયાસંતાન મેઘ— એમ વર્તુલ જ ચકર ચકર ફર્યા કરે છે, ત્યા ચારમાથી એકેનો ભય યોગ્ય નથી લયોના તાલ વાળા વિરામા, તાલ શબ્દ સંગીતશાસ્ત્રનો પારિભાષિક છે

૬૯ આત્મશ્રદ્ધાથી નિર્મલ ઊંડા બંધુભાવ ( પ્રેમ ) તેથી વિક સિત મતિ સમુદાર દશ, આનાથી બન અને આત્મશ્રદ્ધા, અને તે પ્રમાણે જ પતંગિયાથી માડીને ગરુડ લગીના સૌ પોતપોતાની મગદૂર પ્રમાણે ઉડી શકે

૭૦ : ધ્યાનથી વાચનાર જોશે કે આ સૉનેટો પણ જોડકા અવતરેલ છે, ઝાડમા વેનામા બે ય સામસામે શાખા ફૂટે છે ૫ મોડ – મુકુર

૭૧ અંધારુ ઘેરુ ઘેરુ જામતા વધુ વધુ અંધારી થતી રાત, ઘેરી વગેની પરિસ્થિતિ ૧૨ વેદનારસ – ( ૧ ) સભાનતા, અનુભૂતિ ( ધાતુ – विद ), ( ૨ ) વેદના, દુ ખાનુભવ, નિર્વેદના, સુખદુ ખ પ્રકાશ-છાયાના ભેદનુ જ ભાન થતુ અટકી જાય એવી દશા

૮૧ પ્રથમ પ્રકટ "કાન્તમાલા" એ સ્મારક સંગ્રહમા ૧૩ કાવ્ય – તે વાંછેલુ

૮૨ ૨ ચગ્ગો (=ચંગ, એમ ન લેવુ) – રુધિગભિસગ્ગ (પ્રાણીઓમા), ગ્ગાભિસગ્ગ (વનસ્પતિસૃષ્ટિમા) અને કર્તવ્ય કેચણીની જુદા જુદા અંગોપાંગ વચ્ચેની સમગ્ર ગોઠવણ, આખુ વિનિમયચક્ર દુનિયા અને પોતાના ચ વલણો દૃવણો આદિને કઈક સમજવા માંડે, એ નવી ઉંચડેની દૃષ્ટિએ જીવન અને જાત બેનને કઈક વધુ સારુ ઘડવાનો ઉપક્રમ માડવા લાયક બને, ત્યા તો બસ ખેલ ખલાસ! – એ માનવીજીવનની મોટામા મોટી કરુણતા છે અને માનવીજીવનની બીજી મોટી કરુણતા આ છે કે વડીલ જતા તેના છત્ર તળે તેના હેતપ્રીત, અનુભવ, દીર્ઘદૃષ્ટિ આદિનો લાભ મેળવી વિકસતી નહાનીમોટી દરેક વ્યક્તિ ઉપર વજ્ર જેવો પાત થાય છે

૮૩ ૨ લાડ – દક્ષિણ ગુજરાતના મહીથી દક્ષિણના – વાણિયા આમની ન્યાત ભેગી થઈને વખતોવખત 'એકડાઓ – સર્વાનુમતે ઠરાવો કરે છે તેની પૂણાના 'લાડુઆ વણિકોની જૂની નોંધપોથીઓ મે જોઈ છે તેમા કેટલાક મધ્યકાલીન પ્રયોગો ચાલ્યા કરે છે એમની બોલી, એમના પહેરવેશ, એમના ખાનપાનાદિ વતોત્સવાદિ મોટે ભાગે દક્ષિણી થઈ ગયેલ છે નાસિક ધારવાડ શોલાપુરાદિમા પણ જૂના કાળથી સ્થાયી થયેલ ગુજરાતી કુટુંબોની એ જ દશા છે "ગુજરાત એક સંસ્કૃતિવ્યક્તિ નો ઝંડો ફરકાવનાર વાચાળોએ સ્વીકારવુ ઘટે છે કે મગદ્દા મુસ્લિમો યુરોપિયનો સૌથી વધારે તો યાહુદીઓ પોતાના દેશાચારને અને મૂળ રીતરિવાજોને જે સાદી મક્કમતાથી વળગી રહે છે સૈકાઓ લગી તેવુ ખમીર ગુજરાતી વ્યક્તિત્વનુ નથી ૩ એક વરસ કે ઓછા સમયથી માડીને દશ વર્ષ લગીનો લાબો ગાળો ૪ સારદાધામ – કાલેજો આખા ઇલાકામા એક જ કાલેજ ઑફ એન્જિનીયરિંગ અને સાયન્સની હતી ત્યાંથી ગુજરાતી

વિદ્યાર્થીઓ તેમા ભણવા જવા લાગ્યા નુતનના મ્હાનદાન મંડા નામને મે જોઈના નહીં પણ મોન્બીના ગોગદા ર મ્હાનથી દોઢ વર્ષ આગળ અને ભાવનગરના ગ્ર અમૃતલાલ ઠક્કર અને ફ ગ્રેજ્યુએશનના છેલ્લા વર્ષમા સાથે હુ ટ્રેન હોસ્ટેલમા રહેલો હતો તે દરમિયાન ટ્રેન મેલેજમા જ ભણતા ગુજરાતી વિદ્યાર્થીઓની સંખ્યા એટલી હતી કે અમે અમારુ એક સ્વતંત્ર મ્હાડી ચલાવ્યા ફર્ગ્યુસનમા પ્રથમથી જ ગુજરાતીઓ વધારે સંખ્યામા જવા લાગેલા બંધુ સમાજની પ્રવૃત્તિ સારી ચાલી તે વર્ષોમા ફર્ગ્યુસન કોલેજમાના જ ગુજરાતી વિદ્યાર્થીઓ બીજા તમામ (પૂણામા ભણવા આવેલા) ગુજરાતીઓ જેટલા કે કંઈક વધારે પણ થઈ ગયેલા ૧૦ આહુતી — નિઃસ્પૃહસેવા, જનભાઈઓના આનંદ અને ઉન્નતિ માટેના યત્નમા દરેક ઇચ્છાશક્તિ સગવડ પ્રમાણે ન્હાનીમોટી ધાગ ત્યાગ જ કે મહિનાઓ લગી આપ્યા કરે તે અને એ ધ્યેય માટે મથવામથવામા સુખ માનતા ૧૧-૧૨ એ સંસ્થા વિશેષ સેવા કરવાના સમણા પણ જોઈ હ્તી પરંતુ એનો આત્મા ત્હમે હતા, ત્હમે જતા એ બધુ ભાગી પડ્યુ ૧૫ વિરલ કેવલ સેવાભાવમા એટલુ જ નહીં તે માટેની કુનેહ આવડત આયોજનાદિમા ૫

૮૪ ૩ ગર્થ — દસ્ય ૪—૭ લાભ મેળવનાર ઘણા અકૃતજ્ઞ હોય એ તો જનસ્વભાવ છે, એને માઠુ લગાડવાનુ હોય નહીં, લોક અકૃતજ્ઞ છે ગુણજ્ઞ નથી એવાની સેવા કઈ રીતે થઈ શકે એમ કહેનાર માન નથી કરતુ તેના બ્હાના કઢાડનાર છે કૃતઘ્નતા જુદી જ વસ્તુ છે, નીચ અને દુષ્ટ પરંતુ સમય જતો જાય અને પાતાની સેવાઓ તો નથી ઉગી નીકળતી એમ જોવામા આવે, તેથી પણ ઘણા આરંભ શૂર સેવકો મંદ પડી જાય છે પાતાના આટઆટલા સદ્ભાવ અને નિસ્પૃહ સેવા એમ એળે જતા તેની નિરાશા વ્હેનીમોડી અસર વિના નથી હોતી ૮ માનવપ્રકૃતિની એ લઘુતા છે અને તે સર્વસામાન્ય છે મ

કે આપણે જંતુઓ અણુ પરમાણુઓની બિછાત જેવાં છિયે તે છિયે જ. ૧૧-૧૪ : આપણે નિઃસ્પૃહ સેવાધર્મ આચરિયે ભલેને તથાપિ આપણો અણુમાપનો સ્વાર્થ પણ આપણે જીતી શકતા નથી, વ્હેલો-મોડો તે જ આપણી નિસ્પૃહતા અને સેવાભાવના ઉપર સવાર થઈ પડે છે. એટલે જે અણુના જીવનમા આવુ જણાતું જ નથી તે આપણા અણુઓના જગતને માપે મહાત્મા.

૮૫ : મુંબાઈથી પૂણે કાર લારી આદિની લંગાર ને લંગાર આવે તે જાય અને કલ્યાણ કરજત વચ્ચે સરતો અતિ સાંકડો, એક બાજુ સીધા ઊંચા કાળમીંઢ ડુંગર, બીજી બાજુ સેંકડો ફૂટ ઊંડી ખાઈઓ, તેમા ગમે તેટલા સાવધને ય કયારેક અકસ્માત નડે છે, અને ઘાતક નીવડે છે. ૮ : ધક્ક-ધક્કો. ૧૨ : કામદાર સૉલિસિટર સુશિક્ષિત, અનુભવી, રસિક, કલાપ્રિય, મહેચ્છુ, ઉદારદિલ સજ્જન હતા, જીવનના એકથી વધાર ક્ષેત્રમા મોખરે આવેલ હતા.

૮૬ : ૪-૫ ચ્હેરો, ખાસ કરીને એ આખો દેખાયા કરે છે. અમુક વચનો, ત્રુટક શબ્દો, આદિ સંભળાયા જ કરે છે. ૭ : પણ આટલુ ખરૂ ચ્હેરો કે ચ્હેરાનો અણસારો દેખાય તેની સાથે કંઠ ના સંભળાય, કંઠ સંભળાય તે સાથે જ ચ્હેરો ના દેખાય. બંને ઇંદ્રિય સાક્ષી પૂરે, તો ત્રીજા સ્પર્શનો પુરાવો ઉમેરવા માણસ એ ' હેલ્યુસિનેશન '- માયાદશ્યની પાછળ દોડવા માડે, અને પાસે હોય તે લોક પોતે તો નથી એ દશ્ય જોતા, નથી એ કંઠ સાભળતા, એટલે આ સ્પર્શ પણ મેળવવા માટે દોડતા માણસને ગાંડો ગણે. માયાદશ્યો કાળ પ્રવાહે ઝાંખા થઈ અટકે નહીં, તો માણસ ગાંડો થઈ જ જાય; કેમ કે દશ્ય અને માયાદશ્ય વચ્ચે ભેદના ભાનનો લોપ એ જ છે ગાડપણ ૧૧ : સ્થૂલમા-પ્રત્યક્ષમા, પદાર્થસૃષ્ટિમા.

૮૭. ૧ : જાગ્યો - જાગી ઊઠ્યો. ૨-૩, ૭ : છોટા ચાદની વર્તુલો. ચાદરણા.

૮૮ : ૬–૧૦ : મ્હારું ઘર, ફરી કામ પડવાનો મ્હારો નિવાસ, હવે મ્હાલવાના જ નહીં. ગૃહિણી ગૃહમુચ્યતે બુધૈઃ। ૧૧ : નિર્દે – નિર્દય. ['ભણકાર ૧૯૫૧'માં ૧૩ જ પંક્તિ છે. બીજી આવૃત્તિ (૧૯૪૨)માં ૮મી પંક્તિ પછી 'અને ગઇ તું, – તો હવે અહિં તિહાં જ કલગ હોટલે' પંક્તિ છે, જે ગણતાં ૧૪ પંક્તિ થાય. '૫૧માં એ પંક્તિ રદ કરી હશે કે પડી ગઈ હશે ? ]

૮૯ : ૬ : હસું – હૅસું. ૧૦ : સ્વપ્નમાં કે દિવસે ઉઘાડી આંખે ય તરંગોમાં વહી જાઉં તેવા કોઇક પ્રસંગે. ૧૧–૧૨ : " કાવનદ... તિહાં !" – આ દોઢ પંક્તિનો દરેક શબ્દ સાર્થ છે, વાક્યરચના અન્વયાદિ બરાબર છે, પણ એ આખા કથનનો શો અર્થ ? " અકાલ અવહંતનો અકળ ઘૂંટ " – એ ચાર શબ્દોનો શો અર્થ ? જેને જે બેસે તે એ વાક્યપૂરતો આનો અર્થ ! આપણું જ્ઞાન સમજો લેતાં પણ અજ્ઞાનનાનંતોદધિની સપાટી પર ઊઠતા ફૂટતા પરપોટા માત્ર છે. ૧૩ : ચમકંત – જેની માત્ર ચમક જ્યારે ત્યારે એકાએક નજરે પડી જાય છે, પડતાં જ પાછી ઊડી જાય છે.

૯૦ : આ પણ મર્ત્ય જંતુઓના અન્યોન્ય સંબંધો, લાંબા કે ટૂંકા, ઊંડા કે છીછરા, ઘેરા કે આછા, સફળ કે વાંઝિયા, – મુકુંદ ભયો સુપન, બધિર સુણત રહ્યો "– કોઇના નથી શું ?

૯૧ : ૪ : નીચો – આરસામાં પ્રતિબિંબ ના પડે એમ. ભાવના : ભેલ કરવાની. ૭ : ચોટલાની ગોભા બંનેના ખભા પર વિખરાઈ ગઈ ૮ : નાયિકાની કરલતા ઊંચે વળીને કંઠે વળગે છે. ૧૨ : પત્ની બોલે તે બોલ જરા ફેરવીને સાથે ગાતા પતિ બોલે – વ્હાલિ કોડા૦ [' વ્હાલિ કોડામણી હો ' પં. બીજીમાનુ.] ૧૪ : આ હજી આ જુવાનીનો મદન નથી, પીઢ શીતવતાશ્રયી અનંગ નથી, આ છે નવયૌવનની ઉષા.

૯૨ : મૂલ નામ 'પ્રણયસ્મૃતિઓ,' જે શબ્દ છેલ્લી પંક્તિમાં ય હતો. પણ આ જોઈને કાન્તે સૉનેટ લખ્યું તેને નામ આપ્યું

'અગતિગમન,' એટલે મેં આને 'અદષ્ટિદર્શન' કહ્યુ, અને છેલ્લી પંક્તિ ય ફેંકી નાખી. પછી કાન્તે અગતિગમનને સૉનેટમાથી નણ કડીનુ કરી નાખ્યુ. 'પૂર્વાલાપ'મા નણ કડીનો પાઠ જ છાપ્યો છે, કાન્તનુ રુચિતંત્ર જૂનવાણી જ રહ્યુ', અમારી બેચાર વર્ષ ચાલેલી ચર્ચાને અંતે પણ દરમિયાન એમણે 'સૉનેટ્સ ફ્રૉમ ધિ પૉર્ચુગીઝ' એ સૉનેટમાળા ગુજરાતીમા ઉતારવાનો મનસૂબો કરેલ, તથાપિ 'પૂર્વાલાપ'મા છે તે કરતા એ સૉનેટમાળાના વધારે મણકા લખાયેલા પછી બેનણ ફાડી નાખ્યા અને 'પ્રણયની ખાતર જ પ્રણય' એ અનુવાદને જ સૉનેટ રૂપનો રાખી, બીજા બેને બાર અને તેર પંક્તિના કરી લીધા એટલે 'પૂર્વાલાપ'મા સૉનેટ બે જ છે છેલ્લી સલામરૂપ સુંઅન. સંતાડવા કેમ કે અપશુકનિયુ ગણાય

૯૩ ૪. આશિષ આપતા સરલ હૃદયના વર પણ આપી દે છે એ ઉદાસીન થઈ ગયો, તો રહાર લખત, એ જ આપણી ઘણીખરી સ્ત્રીઓની વૃત્તિ પુરુષ જાતે આપથી વર્તણૂક સુધારે તો સ્ત્રી પાછી તેને સવાઈ અનુકૂલ બની રહે, વચલા ગાળા માટે ખારનો છારો પણ ન વર્તાય એટલે "રહે તો આપથી, જાય તો સગા બાપથી" એ આપણામા કહેવત ચાલે છે તે પુરુષોનુ ઘડતર છે, પુરુષને પક્ષપાતી સ્ત્રીને અન્યાયી છે

૯૪ બીજી કરુ ? — એ વિચાર જ આવતો નથી, એટલો નિખાલસ અને કુલીન ખરો પણ આમા નિરપેક્ષ તે મનન–મંથન જાતને કોસલામણ જેવુ કેટલુ છે, તે એ વચનોની અતિદૂરગૃહતાએ જ ખુલ્લુ પડી જાય છે

૯૫ ૮ લોકવખાણ રોખચલીપણામા કલ્પેલા, હવે સાભરે છે સાભરે છે અને અગન ઝરે છે ૯ ત્હને સ્નેહની સાક્ષાત્ મૂર્તિને– અરે સ્નેહને પણ અવગણ્યો, તરછોડ્યો ૧૩–૧૪ હુ નથી ગભીર નથી દઢ નથી સરલ, તથાપિ ત્હારી જોડે તો છીછરાપણ અાપ્તરંગીપણ

૮૮ · ૬–૧૦ : મ્હારું ઘર, ફરી કામ પડવાનો મ્હારો નિવાસ, હવે આવવાના જ નહીં. ગૃહિણી ગૃહમુચ્યતે બુધૈ · ૧૧ : નિન્દે – નિર્દય [ 'ભણકાર ૧૯૫૧ 'મા ૧૩ જ પંક્તિ છે બીજી આવૃત્તિ (૧૯૪૨)મા ૮મી પંક્તિ પછી ' અને ગઇ યું ', – તો હવે અહિં તિહા જ કનમ હોટલે ' પંક્તિ છે, જે ગણતા ૧૪ પંક્તિ થાય 'પ૧મા એ પંક્તિ રદ કરી હશે કે પડી ગઈ હશે ? ]

૮૯ · ૬ હયુ – હૈયું. ૧૦ : સ્વપ્નમા કે દિવસે ઉઘાડી આંખે ય તરંગોમા વહી જાઉં તેવા કોઇક પ્રસંગે ૧૧–૧૨ . " કાલનદ... તિહા ! " – આ દોઢ પંક્તિનો દરેક શબ્દ સાર્થ છે, વાકરચના અન્વયાદિ બનાસર છે, પણ એ આખા કથનનો શો અર્થ ? " અકાલ અનહંતનો અકળ ઘૂટ " – એ ચાર શબ્દોનો શો અર્થ ? જેને જે બેસે તે એ વાક્યપૂરતો આનો અર્થ ! આપણું જ્ઞાન સમગ્રે લેના પણ અજ્ઞાનતાનંતોદધિની સપાટી પર ઊઠતા ફૂટતા પરપોટા માત્ર છે ૧૩ ચમકંત – જેની માત્ર ચમક જ્યારે ત્યારે એકાએક નજરે પડી જાય છે, પડતા જ પાછી ઊડી જાય છે.

૯૦ આ પણ મર્ત્ય જંતુઓના અન્યોન્ય સંબંધો, લાળા કે ટૂંકા, ઊંડા કે છીછરા, ઘેન કે આછા, સફળ કે વાઝિયા, – મૂકકુ ભયો સુપન, બધિર સુણત ન્યો '– કોટિના નથી શું ?

૯૧ : ૪ નીચો – આરસામા પ્રતિબંબ ના પડે એમ ભાવના ગેલ કરવાની ૭ : ચોરલાની શોભા બંનેના ખભા પર વિખરાઈ ગઈ ૮ નાયિકાની કરલતા ઊંચે વળીને કંઠે વળગે છે ૧૨ પત્ની બોલે તે બોલ જન્ન ફેરવીને સાથે ગાતા પતિ બોલે – વ્હાલિ ક્ડા૦ [ ' વ્હાલિ કોડામણી હો ' પં. બીજીમાનુ. ] ૧૪ આ હજી આ જુવાનીનો મદન નથી, પીઠ શીતનતાભર્યો અનંગ નથી, આ છે નવયૌવનની ઉષા.

૯૨ : મૂલ નામ '**પ્રણયસ્મૃતિઓ**, ' જે શબ્દ છેલ્લી પંક્તિમા ય હતો પણ આ જોઈને કાન્તે સૉનટ લખ્યુ તેને નામ આપ્યુ

'અગતિગમન,' એટલે મે આને 'અદષ્ટિદર્શન' કહ્યુ, અને છેવ્વી પંક્તિ ય ફેંકી નાખી પછી કાન્તે અગતિગમનને સૉનેટમાથી નણ કડીનુ કરી નાખ્યુ 'પૂર્વાલાપ'મા નણ કડીનો પાઠ જ છાપ્યો છે, મન્તનુ રુચિતંન જૂનવાણી જ રહ્યુ, અમારી બેચાર વર્ષ ચાલેલી ચર્ચાને અંતે પણ દરમિયાન એમણે 'સૉનેટ્સ ફ્રોમ ધિ પોર્ચુગીઝ' એ સૉનેટમાળા ગુજરાતીમા ઉતારવાનો મનસૂબો કરેલ, તથાપિ 'પૂર્વાલાપ'મા છે તે કરતા એ સૉનેટમાળાના વધારે મણકા લખાયેલા પછી બેનણ ફાડી નાખ્યા અને 'પ્રણયની ખાતર જ પ્રણય' એ અનુવાદને જ સૉનેટ રૂપનો રાખી, બીજા બેને ચાર અને તેર પંક્તિના કરી લીધા એટલે 'પૂર્વાલાપ'મા સૉનેટ બે જ છે છેલ્લી ત્વ્યામરૂપ સુંદન સંતાડના કેમ કે અપશુકનિયુ ગણાય

૯૩ ૪ આશિષ આપતા સરલ હૃદયના વર પણ આપી દે છે એ ઉદાસીન થઈ ગયો, તો મ્હારા લખત, એ જ આપણી ઘણીખરી સ્ત્રીઓની વૃત્તિ પુરુષ જાતે આપથી વર્તણૂક સુધારે તો સ્ત્રી પાછી તેને સવાઈ અનુકૂલ બની રહે વચના ગાળા મારે ખારનો ભારો પણ ન વર્તાય એટલે "રહે તો આપથી, જાય તો સગા બાપથી" એ આપણામા કહેવત ચાલે છે તે પુરુષાનુ ઘડતર છે, પુરુષને પક્ષપાતી સ્ત્રીને અન્યાયી છે

૯૪ બીજી કડી ૨ — એ વિચાર જ આવતો નથી, એટલો નિખાલસ અને કુલીન ખરો પણ આમા નિરૂપેલ તે મનન–મંથન જાલને ફોસનામણ જેવુ કેટલુ છે, તે એ વચનોની અતિ ગૂઢતાએ જ ખુલ્લુ પડી જાય છે

૯૫ ૮ લોકવખાણુ નોખયનીપણામા કલ્પેના, હવે સાભરે છે સાભરે છે અને અગન ઝર છે ૮ રહને સ્નેહની સાક્ષાત્ મૂર્તિને– અર સ્નેહને પણ અવગણ્યો, તરછોડ્યો ૧૩–૧૪ હુ નથી ગભીર નથી દઢ નથી સત્ત્વ તથાપિ ર્હારી જોડે તો છીછરાપણુ અપતરંગીપણુ

દંભ કુટિલના આદિ બનના લગી નહીં થના ર૬, શ્રદ્ધા રાખ. વચનથી શુ વધારે ? [' મ્હાનાં સૉનેટ ' આવૃત્તિ પહેલી – પૃ ૭૩–૪. ]

૯૬ : ૩ : મ્હારા ભણી સ્નેહ પણ દયાભાવથી તુ મ્હને સ્વીકારે, તે મ્હને ન ખપે નગ્માવો—" પ્રિયે, ન પ્રેમ સૂંનરી. " ૪ : મ્હને તુ પૂરેપૂરો ઓળખી લે એ જ મ્હારે મન અવ્વલ જરૂગ્ન છે જો, હુ તો છુ આવો આવો. ૧૧ : હાથ મુજ આદવા – (૧) મ્હારી સાથે હસ્તમેળાપ કરવા, (૨) મ્હને Cદ્ધારવા

૯૭ : ૪ : ચંદ્ર ઓપધિપતિ છે, પતિ જ સ્ત્રીજીવનનો જીવાતુ છે. હું ત્હમારી સોડે હોઉ અને કુછંદાદિ ત્હમને આશ્રે ? – અશક્ય ! ત્હમને અતૃપ્તિ રહેશે જ નહીં ને મ્હારી વાત કેટલી સાચી છે તે અનુભવે અનુભવે જાણશો. વળી તમ સાથેના સહધર્માચરણમા મ્હારો ય કેવો કેવો ઉદ્ધાર થશે જો, અને વળી માનૃપદ—નારીજીવનનુ શિખર —પતિથી જ પત્ની સર કરી શકે. સહધર્માચરણી દાંપત્ય જ પરમ હિત છે, પરમ સાધુ છે

૯૮ · ૪ : ઉપર—જીવનપ્રવાહની આમ સપાટી ઉપર ૯ : પવન : વ્યક્તિ આસપાસની પરિસ્થિતિ. ઉદધિ : આખો વિરાટ. કે હુ છું તો માનવી, પણ માનવીરૂપ પામ્યો પશુ, પતગ, કેવળ, ભૂખાળવો હિંસક, આદિ અવસ્થાઓમાથી ચડતા ચડતા, એ ઉત્ક્રાંતિ સીડી (' બાયોલોજિકલ ઈવો યુશન ')ના નીચલા પગથિયાથી વળગી રહેલ–હજુ ના સજાયેલ–ત્રૈલોક વાસો પંડના તિમિરગહ્વરોમાથી લાગ મળ્યે ઉપર ફૂટી નીકળે છે. અદષ્ટ કાકતાલીયથી, પરિસ્થિતિમાના ચેપોથી, સર્વવ્યાપી દૂષણો અને વાસનાઓથી : એ બેડી બંધનોથી છૂટા થવુ એ જ મ્હારો સાચો સ્થાયી આશય છે તો હે નાતા મ્હારુ પરિત્રાણ કર, મ્હારા પ્રયત્નોને જય આપ કે મ્હારા જીવનરૂપ અર્ધ્ય વિશુદ્ધરૂપે ત્હારે ચરણે

ડું. કાવ્યમા લય કેવો અર્થદ્યોતક અર્થપોષક બની શકે તે બળ ' બ્લૅન્ક વર્સ 'નુ વાહન જ ધરાવે છે કાવ્યકલાના

ગિખર બ્લૅન્ક વર્સ જ અગ થાય સંગીતભક્તિના નિશાન, બલ, સિદ્ધિ નહો અત્યંત ભિન્ન છે સ્ફુટ અર્થ સંગીતનુ વાહન જ નથી કવિતા પર સંગીત હુમલો કરે તેથી બંને વણસે પણ સૈકાઓથી ખોટે ગ્વાડે ચડી ગયેલ પ્રજાને આચા ચીલા પર આવી જતા વાર તો લાગે, કેમકે એ તો આખા રુચિતંત્રની ક્રાન્તિનો મામલો

**૯૯-૧૦૦ :** પોતાની ઉત્કૃષ્ટતા અનન્યતાને જ જોઈ રહે, એથી જ મોહી રહે, અવર તમામ જેને તુચ્છ વસે, એ "બાઈરનિઝમ" સાચો પ્રેમ હોઈ જ ના શકે પ્રેમજીવન જીવી રહેલ પ્રેમી જોડા ચોતરફ છે, જુવો આ, જુવો તે, આપણે કે આપણા પ્રેમથી એ ક્યા કમ છે?— બીજા મનુષ્યો ય સુપાત્ર છે, રતિમય જીવનો ઓછા વર્તાય આપણી દૃષ્ટિની જ કસૂરને લીધે,—એ આપોઆપ જોતી દૃષ્ટિ જ પ્રેમ પ્રેમોત્થ દૃષ્ટિ છે. પ્રેમી યુગલ સાધે છે પોતાનુ ઐક્ય, અને જોઈ શકે છે એવા જ અદ્વૈતભાગી યુગલો સંખ્યાબંધ ગ્રહોમા, દેવોમા જ્યા જુવો ત્યા સર્વત્ર 'મ્યૂઝિક ઑફ ધિ સ્ફીઅર્સ', 'ડાન્સ ઑફ લવ' ચેતના=રતિ, રતિ=ચેતના (આનુ તત્ત્વ છે સાત્ત્વિક અનંગતા, જે ન પરખનાર પાછા પડે, 'વામમાર્ગી' બને વિષયનુ આ પાસુ આ અતિ ટૂકી રચનામા સ્પર્શ્યુ જ નથી )

**૧૦૧** ઝંખા, ઝંખના મેળાપેચ્છા છેલ્લો શબ્દ આડકતરી રીતે જ જણાવે છે કે પ્રસવેલુ બાળક પુત્રી નથી, પુત્ર છે

**૧૦૨** આ કૃતિ મૂળ હતી ટેનિસન 'પ્રિન્સેસ'માના એક ગીતનો અનુવાદ, એટલે એમા પં પહેલી છેડે શબ્દો હતા — ધાન્ય લણતા એમ એ મા ભણકાર ભણુની એક યુવતીને લણણી કરે ખેડૂતદંપતી અને આ યુગલ છે મધ્યમવર્ગી 'ભદ્રલોક'—એ વિરોધ ખૂચ્યો આ ટિપ્પણવાળી એની નોટબુક અકસ્માત મ્હારે હાથ ચડી, આ એની ટીકા મ્હને સાચી લાગી, અને એ તરજૂમો રદ કરી અહીં મે નવુ જ સાનેટ મૂક્યુ છે, જો કે મૂલ કથાચોકઠાને વળગી રહ્યો છુ કુણેરી, વિશેષ કુણી અતિથિ, અનિશ્ચિત દિવસો માટેનો પરોણો

૧૦૩ 'યમજવનિકા' જીવન ઉપર પડી જતો યમ નામે પડદો.

૧૦૪ ' આપની સ્મૃતિ કાલ અને ભૂતકાળની ખરી બનેલી વાસ્તવિકતાઓને સ્થાને આપણી વ્યક્તિએ પોતે પોતાને ધીરેધીરે ઉપજાવી લીધી છે તેની ભાવનાઓ અને રુચિઓને તૃપ્ત કરે એવો કલ્પિત ભૂતકાલ ઉપજાવી તેને જ સાચા લેખે ઠસાવી આપણી જાતને પણ રોસલાવવા સમર્થ છે આની દિલફરેબી( 'હિપોક્રસી')ને ઘણી સ્મૃતિઓ વશ થતી હોવાથી જ ઘણીખરી "આત્મ-કથનીઓ"('ઑટોબાયોગ્રાફી')ને માનસશાસ્ત્રીઓ ઐતિહાસિક સાધન લેખે ઘણું નીચું સ્થાન આપે છે, આત્મકથનીઓમાંની બચપણ, કિશોરવય આદિની દરેક અગત્યની વિગત માટે સ્વતન્ત્ર ('ઑબ્જેક્ટિવ') પુરાવાનો આધાર આવશ્યક ગણે છે. — તો શું બાલ્યકાલમાં પણ હૃદયવલ્લભનું શિશુ કિશોરરૂપે આ દર્શન, કેવળ સ્મૃતિનું ઇન્દ્રજાળ ? બેશક !

૧૦૫ આ મૂલ લખાયેલ "ટૉય સાગર" નામે, અજમેરથી થોડા માઇલ ડુંગરાળ પ્રદેશમાનું એ મોટું ન કહેવાય એવા કદનું સરોવર એના ખાબણામાં એવી સપ્રમાણ સુઘડતાએ ગોઠવાઈ ગયેલ કે સહેજે લલિત સુન્દરતાનો મોહક નમૂનો લાગે, ખાસ કરીને વર્ષા ઋતુના થોડી થોડી વારે પલટાતા દશ્યોમાં પણ મે અજમેર છોડયું ઈ ૧૯૦૪માં અને પછી ઘણે વર્ષે અજમેર ગવર્મેંટ કૉલેજે શતાબ્દી ઉજવી તે ઉત્સવોમાં ત્યાં ગયો. વચલા અન્તરામાં અર્ધ દિવસથી વધાર કોઈ ટ્રેન રોકાઈ શકેલ નહી એટલે કશું જોવા જઈ શકેલ નહી. અને દરમિયાન સરકારી મકાનનિર્માણપ્રવૃત્તિ અજમેરમાં ય પ્રવર્તેલી અને ટેક ટૉય સાગર લગી અજમેરની એ બાજુ ઉતરતી સ્થિતિની મુસ્લિમ કોમોના ઝૂંપડાંની ગંદી ઉપરાંત ભૂખ જેવી ગરીબાઈએ ભરાઈ ગયેલી જોઈ.—એટલે વિષય એ જ રાખીને વિશેનામ ફેરવી નાખવું પ્રાપ્ત થયું. આજે આપણો સમર્થ સુધારો ('સિવિલિઝેશન')

ભૌતિક અને પાયાની જરૂરતોને પૂરી પાડવાના સ્તુત્ય પ્રયાસમા સુન્દરતાઓને બેડોળતાઓમા ફેરવી નાખવા એટલી બાહોશીથી પ્રવર્તી રહ્યો છે કે કવિબન્ધુઓએ પોતાના કાંચનજંઘા અને દાલ સરોવર જેવા દૃશ્યોના વર્ણનોને પણ એ વિશેષનામો આપતા ચેતતા રહેવુ રે ભાઈ! અમે દીઠી છે કાલની રઢવાર!

નાયિકા કહે છે—વાહ! સુન્દરતાનો અવધિ! નાયક તુર્ત સંભળાવે છે, "આ સૌ સુન્દરતાનો મેર તો સૌ અવાજોને મધુરતર બનાવનાર આ પળે થતો ત્હારા આ ટૌકો જ!"

૧૦૬ ભરે વિશ્વ આખુ, સગ્ખાવો—"ગતિ વહન સૌ થંભી" અને "મધ્યાહ્નને વર્ષાદ થૈ." આખો નિગટ બરફના ગિરિ જેની શીતનના ભરી પણ સચેતન ગતિનો જ આવિર્ભાવ છે!—છે?—શુ નથી? તો આ નિચોડ સામેની હકીકત, આ કુંદનમા સ્થામિમા છે ખરી? ક્યા છે? એ નથી જ એ વાત સાચી? કે આપણે ભોટ, આપણે જન્તુડા એને ભૂલી જઈએ છ, જોતા ય અદીઠુ કરિયે છ!—એ જ વાત નક્કર સત્ય? 'ઓબ્જેક્ટિવ્લી વેરિફાયબલ' સત્ય કયુ માનવુ વારુ? શંકાની બાજુનુ નિરૂપણ આ કૃતિમા નમગ્ર હશે, પરન્તુ છે ખરુ એટલુ જરૂર જોઈ લેવુ

૧૦૭ અંજનપિચ્છ, પંખીના પીછાના સ્પર્શ જેવુ સ્મિત

૧૦૮ સવિતાની અંશા નાગ, સૂર્યમંડળ હજી નહોતુ તે સમયે આખો વિનાટ આ 'નાગ' પ્રવાહીમય હતો, તેની સખી એને સાગર કહીશુ? એમા ગતિમાન પ્રવાહીને તરંગ કહીશુ? એ ગતિ સાથ ઉના ઘેન વ્યાપક પણ મંદ સાદન "સા" કહીશુ? બા ગં ટિળકકૃત 'ઓરિયન પુસ્તક ઉપરથી સૂચિત

૧૦૯ ગગન અને પૃથ્વીનુ યુગન એમનુ યુગ્ન ગુપ્ત તથાપિ ગુપ્ત રહે ઈ જ ના શકે એ વિરોધાભાસી હકીકત ચમત્કૃતિનુ મૂળ! બન્નેનુ

વિધુ વાદળીનુ લઘુ સુગત, ખભૂના=મહાસુગત, એ લઘુ સુગતમગ્ન લઘુયુગ્મ આ મહત્સુગતમગ્ન મહાયુગ્મને પુષ્પવૃષ્ટિ વગેરે વડે સત્કારે વધાવે છે એ માત્ર આપણી કલ્પના આપણી ઊર્મિલતાને આભારી છે. કેટલાક કાવ્યોમા સરલતા આવશ્યક માને છે. સૂક્ષ્મ, ઊંડા વિશિષ્ટ નિરૂપણો ઘણાને દુર્બોધ લ્હે તે સાહિત્યની મર્યાદા નથી, અનધિકારીની અશિષ્ટતા જ છે.

૧૧૦ : ત્રાવણકોરનો ' પાટવી ' એટલે શ્રેષ્ઠ મતંગજ. સભા-મંડપોનો મોટામા મોટો વચલો ગર્ભ તુ વીશ વર્ષનો હતો ત્યારથી એકલ પંડે ઉપાડી ગોઠવી બરાબર ખોડી આપતો આવેલો, અત્યારે સોની વયે પણ એ તારી ફરજ એવી ને એવી ઉત્તમ રીતે બજાવતો રહ્યો છે.

૧૧૧ : કંઠે સજુ, ગોખી લઉં, કંઠે માલાની જેમ પ્હેરુ.

૧૧૨ : તને અમથો નકારો નથી કરતો, આ ક્ષણે તુ ખરે જ વિક્ષેપરૂપ છો, ચાલ્યો જા અલ્યા ભોઠ, તેં મ્હને કોણ ધાર્યો ?

૧૧૩ : માનવજંતુડાની સો અનુભવે ય શેની હટે ઘોર અજ્ઞાન-જન્ય હઠ !

૧૧૪ : ગતદિવસ ગાળિયે ઇ. અણ, અધુરી. આ ને આ જીવનપ્રવાહ સમુત્ક્રાંતિ પ્રતાપે સ્વર્ગંગા સમાન બની રહેશે એમ જોઈ શકે છે, શાસ્ત્રીય પુરાવાઓને આધારે શ્રદ્ધા સેવી શકે છે.

[ડૉ. જ્યુલિયન હક્સ્લીના સૉનેટનો અનુવાદ પ્રથમ છપાયો ' સંસ્કૃતિ , જાન્યુ ૧૯૪૮ પૃ. ૩૨. લેખક અનુવાદ ઉપર પણ કેટલુ કામ કરતા તે આ બે પાઠ સરખાવવાથી પ્રાસ–રચના સુદ્ધા ફરી કેવી નવીન નિપજાવી છે વગેરે જોવાથી સમજાશે. ' ભણકાર—આવૃત્તિ બીજીની કોરા પાના મુકી બાંધેલી બીજી નકલ 'મા પૃ. ૨૫૦–૧ સામે આપેલુ ટિપ્પણ :— ]

જીવન સહજીવન છે અન્યોન્ય ઓતપ્રોત છે એ જ આ સુરત મધ્યકાલીન સૈકાઓ દરમિયાન ચાલેલી હીનપરંપરાએ સુરત સંભોગ કેલિ શૃંગાર આદિ શબ્દોને એક જ અતિનિકૃષ્ટ કંદર્પી ('સેક્સ્યુઅલ') અર્થમા રૂઢ કરી દીધા છે, તે દુર્ભાગ્ય સામે અર્વાચીન અને હવેના કવિઓ, વિવેચકો, ચિન્તકોએ ઉદ્દામ નિરન્તર બંડ કરવાનુ છે સંભોગ શબ્દનો અર્થ સાથે માણવુ, સાથે સહર્ષ અનુભવવુ, સહવાસ સહચાર સહધર્માચરણ બન્નેના કર્તવ્યોની બન્નેએ સાથે રહીને બજાવણી, બન્નેએ સાથે સાથે પોતાની ઓતપ્રોત પ્રકૃતિઓના પોત પોતાની રીતે આવિષ્કાર એવો છે, તેમા કંદર્પી ભોગ માત્ર એક છોટાશા અપૂર્ણાંક જેવો — કહો કે $\frac{1}{100}$થી મોટો નહી એવો — અંશ છે, તેને બદલે આ અતિહીન (લગભગ નપુંસક 'ઇમ્પોટંટ') પરંપરાએ લગભગ પૂર્ણાંક કે એકમનુ મહત્ત્વ તેને આપી દીધુ છે જ્યા જ્યા રતિ, સુરત, શૃંગાર, અભિસાર, કેલિ, સંભોગ કે એવા શબ્દોના પર્યાય આવે ત્યા આપણા 'રસિક' 'સહૃદય' કાવ્યશાસ્ત્રીઓ અને સૌન્દર્યચિકિત્સકો બસ કંદર્પી સૂચના અને ધ્વનિ જ જોયા કરે યૌવન પૌરુષ અને જીવનના તમામ ઉત્સાહો અને ઉદ્રેકો જીવનના તેમ જીવનબિંબિ સાહિત્યના શણગારો છે, નહિ કે આપણા મધ્યકાલીન લંપટ નપુંસક જેવો એનો માત્ર શૃંગાર રસ !

ખ અને ભૂ બેયનુ જીવન સહજીવન છે સહધર્માચરણ છે સુરત છે એ ભાન આપણને વસન્તમા કે વર્ષામા ઉઘાડીએ કે સૂર્યાસ્તચોઘડિયે બીજની ઝગકે કે અમાસને અંધારે ઓછુ અછડતુ જ થાય છે ગ્રીષ્મ તો એટલી ઉગન ઉગન કરે છે કે તેમા આપણે કશુ જોઈ પણ ના શકિયે તાત્પર્ય કે કોઈ ખાસ ધ્યાન ખેચતા દૃશ્યની રોનકામજરીમા જ આપણાથી કુદરત વિભુની મુદ્રાઓ જોઈ શકાય બે મયાનુ ઐકાત્મ્ય, અદ્વૈત, એ જ બંનેની પ્રકૃતિનુ સુપ્રુ આવિષ્કરણ, બંનેનુ સુરત, બંનેનો શણગાર, બંનેનુ તાત્ત્વિક જીવન

વિધુ વાદળીનુ લઘુ સુગ્ત, ખભૂના=મહાસુગ્ત, એ લઘુ સુગ્તમગ્ન લઘુયુગ્મ આ મહત્સુગ્તમગ્ન મહાયુગ્મને પુષ્પવૃષ્ટિ વગેરે વડે સત્કારે વધાવે છે એ માન આપણી કલ્પના આપણી ઊર્મિલતાને આભારી છે. કેટલાક કાવ્યોમા સરલતા આવશ્યક માને છે સૂક્ષ્મ, ઊંડા વિશિષ્ટ નિરૂપણો ઘણાને દુર્બોધ લ્હે તે સાહિત્યની મર્યાદા નથી, અનધિકારીની અશિષ્ટતા જ છે.

૧૧૦ : નાવણોરનો ' પાટની ' એટલે શ્રેષ્ઠ મતંગજ. સભા-મંડપોનો મોટામા મોટા વચલો ગર્ભ તુ વીશ વર્ષનો હતો ત્યારથી એકલ પંડે ઉપાડી ગોઠવી બરાબર ખોડી આપતો આવેલો, અત્યારે સૌની વચ્ચે પણ એ તારી ફરજ એવી ને એવી ઉત્તમ રીતે બજાવતો રહ્યો છે.

૧૧૧ · કંઠે સજુ, ગોખી લઉં, કંઠે માલાની જેમ પહેરુ

૧૧૨ · ત્હને અમથો નકારો નથી કરતો, આ ક્ષણે તુ ખરે જ વિક્ષેપરૂપ છો, ચાલ્યો જા અત્યા ભોક, તે મ્હને કોણ ધાર્યો ?

૧૧૩ · માનવજંતુડાની સો અનુભવે ય શેની હટે ઘાર અજ્ઞાન-જન્ય હઠ !

૧૧૪ · ગતદિવસ ગાળિયે છ અણ, અધુરી આ ને આ જીવનપ્રવાહ સમુત્ક્રાંતિ પ્રતાપે સ્વર્ગંગા સમાન બની રહેશે એમ જોઈ શકે છે, શાસ્ત્રીય પુરાવાઓને આધારે શ્રદ્ધા સેવી શકે છે.

[ડૉ. જ્યુલિયન હક્સ્લીના સૉનેટનો અનુવાદ પ્રથમ છપાયો ' સંસ્કૃતિ , જાન્યુ ૧૯૪૮ પૃ ૩૨. લેખક અનુવાદ ઉપર પણ કેટલુ કામ કરતા તે આ બે પાઠ સરખાવવાથી પ્રાસ-રચના સુદ્ધા ફરી કેવી નવીન નિપજાવી છે વગેરે જોવાથી સમજાશે ' ભણકાર-આવૃત્તિ બીજીની કોરા પાના મુકી બાંધેની બીજી નકલ 'મા પૃ ૨૫૦-૧ સામે આપેલુ ટિપ્પણ :— ]

૨–૪ હે ભાઈ, કેવા મોહક ત્હારા ગીત, વળી ગગને ઊભ્યા કરે છે, રેલી રહે છે, આ ત્હારી તેજોમય આકૃતિપરંપરાની શી સૌન્દર્ય-છટા! અનેક બંધને જકડાયલા અમે નતદિવસ અમારું જીવન વેઠી રહ્યા છિયે, ત્યાં ત્હારું આનંદી લીલાજીવન અમને અનંત (અસીમ) બલ્કે દિવ્ય કેમ ના લાગે વારુ! વળી આ ત્હારો આનંદ પણ કેટલો વિમુક્ત, જાણે દિવ્ય જ!

અહીં " ચંડોલને " એ ઈંગ્રેજ મહાકવિ શેલિની સુપ્રસિદ્ધ કૃતિની ૧લી કડી કવિના ધ્યાનમાં છે, એ સુસ્પષ્ટ છે

૫–૮ પણ શેલી તો જે વિરાટ અંબારમાં પંખી પેસી ગયો છે, તેમાં જાતે ડૂબી જાય છે,—મધુકર જેમ પદ્મમાં અહીં પંખી આપણા હૃદયનેય પ્રિય થઈ પડે છે એવી એ જાતિની પ્રકૃતિનું કવિ સુંદર આલેખન કરે છે પુષ્પહાર ફૂલ જેવા હળવા હાડવાળો પાંખો ફફડાવતો અતિસમીપ આવી જાય છે, તે પાછો માત્ર પાંખો ફફડાવતો જઈ બેસે છે વામ સુંદર પંખીની જોવાની તાસીર એવી હોય છે કે તે આપણને તો ધૂર્ત જ લાગી જાય. અનન્ત+અધુરી સંપૂર્ણ.

૯–૧૪ સૉનેટજાતિની રચનામાં આવશ્યક મનાય છે ઉત્તરાર્ધમાં પૂર્વાર્ધ કરતાં ભિન્નતા આણી આખી રચનાના એ બન્ને સંકુલનાવાળું ઐક્ય બનાવવું જોઈએ અહીં પૂર્વાર્ધમાં માત્ર પંખીપ્રકૃતિનું વર્ણન હતું, ઉત્તરાર્ધમાં એ ઉપરથી વધારે સામાન્ય અનુમાન કવિ આપે છે પંક્તિ ૮ લગી સ્થૂલનું વર્ણન હતું બેશક, ઐક્ય થાય એ રીતે હવે કવિ ઉમેરે છે, સ્થૂલ ઉપરથી સૂક્ષ્મ પામી જાય એવી બુદ્ધિઓ હોય છે વિરાટ મહામાયામાં જે જીવનમન્ત્ર ('લાઇફ ફોર્સ') સર્વવ્યાપી છે, તે પ્રાણી યોનિઓની થર ઉપર થર સમુત્ક્રાંતિ સાધ્યા કરે છે તો આ પંખીયોનિની પ્રકૃતિમાં જે વિશિષ્ટતાઓ આપણે જોઈ તે ઉપરથી સાદૃશ્ય ન્યાયે ('by the force of analogy')

માની શકાય કે સમુત્ક્રાંતિના ઉદરમાથી બીજી યેનિઓમા ય આનંદ-મયતા અને બીજા લોકોત્તર ગુણોને આવિષ્કાર ખસૂર (નિદાન) થશે.

"ચૈતન્યગંગ" જેવી પદાવલિથી સામાન્ય હિંદી વાચનારને પોતાને પરિચિત વેદાન્તવાદ પણ યાદ આવે. પરંતુ અહીં એ વાત પ્રસ્તુત નથી: સમુત્ક્રાંતિવાદ શ્રદ્ધેય હોવાની જ વાત છે. એટલે ચૈતન્યગંગમા વિગરે ઓતપ્રોત ચૈતન્ય એટલો જ છે. ગંગા શબ્દ નિરર્થક જેવો જ છે.

૧૧૫: દગડ, પત્થર (મગઠી). વસો, વસ્તુઓ. પ્રવાલદ્વીપ, પ્રવાલાના ટાપુઓ ('એમરલ્ડ આઈલેન્ડ્સ')ના સાથરે સાથરા.

૧૧૬· ઘોડલે ચડિ, બેલગામ મસ્તીમા

['ભણકાર–આવૃત્તિ બીજીની કોરા પાના મુકી બાંધેલી બીજી નકલ'મા પૃ. ૨૯૪ સામેનું ટિપ્પણ:]

૬. જીવનમા હસવાથી રડ્યું વિરોપ, એટલે તે પ્હેલું સાભરે. ૭. મટક: મટકુ, પલકારો. ૯. એ દરેક સત્ત્વ, તેમ એમની હારના બીજા ય. ૧૧. કટ: કપટી અને ગુપ્ત વ્યૂહ ૧૩. નિરંતર: (૧) સનાતન, (૨) જરાય અંતર વિનાની. ૧૪. ન્હાને અમથે મોએ પણ આપણી સૌની શી શી મજાક ઉડાવે છે, જો!

૧૧૭: ઘન, પ્રવાહી કે હવાઈ એ ત્રણ વર્ગના દ્રવ્યોમાથી ગમે તેને ગમે તે વર્ગને આકાર આપવો; અનેકાનેક જડ વસ્તુમાથી વિદ્યુત, લોહચુંબક શક્તિ, ઉષ્મા, ગતિ આદિ રૂપાંતર ઉપજાવવા: સ્થાવર ને જંગમ, અદૃશ્ય ને દેખાતું, અશ્રાવ્ય ને સંભળાતુ બનાવવી, એવી અનેક ઉથલપાથલે દ્વારા ત્હમારો ઉપયોગ કરી લાભ ખાટું છું. તેમ ત્હમને ય મૂળે છો તેથી વધારે સજીવન બનાવી લઉં છુ.

૧૧૮: કસોટી પત્થર પર વિશુદ્ધ હેમની જે રેખા પડે છે તે મુક્તિ, એ ત્હારું મંતવ્ય છે નહી. લૌકિક જ વિજયસમૃદ્ધિ વગેરે

સદાચરણ ભક્તિ ભલાઈ ચારિત્ર્યના અનિવાર્ય ફલરૂપે પ્રાપ્ત થાય છે એ પણ હુ સ્વીકારતો નથી, એની વિરુદ્ધ જતા અનેક દાખલા હુ સંભાર્યા કરૂયા કરે છે જુવો આની જોડી સમુ રચાયેલુ સૉનેટ આ પછીનુ

['ભણકાર—આવૃત્તિ બીજી'ના ટિપ્પણ ૫ (૬૩)માથી—]
આશરે ઈ ૧૮૯૫ 'મ્હારા સૉનેટ' છાપતી વખતે જડયુ નહોતુ

**૧૧૯** આધળા, આધળિયા કરીને ત્હને ઘેરી વળી કબ્જે કરી લે છે અસત્, અંધશ્રદ્ધા, ધણાખરા ધર્મો અને પંથોના સિદ્ધાંતો ('ક્રીડ')મા પરમ સત્યો તરીકે સ્વીકારાયેલા, સદાચારના દઢ વર્તનથી જે ચળ્યો તેને વળી સત્યાસત્યની કસોટી જ શી? હુ બસ ત્હારા માની લીધલ નાતાના ચરણે પડ્યો પડ્યો ત્રાહિમામ્, ત્રાહિમામ્, જપ્યા કર! ધૂમાડાના ગોટંગોટમા ત્હને શુ દેખાય ના દેખાય, હુ જ જાણે ભાઈ! ત્રાહિમામ્ ભજન ધૂન, હુ હિ શરણ, જાતે તો કદાપિ હુ દુર્લે ચડાય જ ક્યાથી,— એ જ ભલે ત્હારા પરમ સત્ય સાચુ સત્ય ત્હને હવે લભ્ય રહ્યુ જ ક્યા? સત્ય છે આત્મા જેટલુ જ દુર્લભ—નાયમાત્મા બલહીનેન શીલવિહીનેન લભ્ય બલ માટે શીલ માટે સપ્રેલમાથી પાછા નિર્મલ થવા માટે પાર્ગી આશ રાખનારો સદાય નિરાશ જ થવાનો

['ભણકાર—આવૃત્તિ બીજી'ની 'કોરા પાના મુકી બાધેલી બીજી નકલ'મા પૃ ૨૨૩ સામે આ સૉનેટનુ શીર્ષક છે 'અતિવિશ્વાસિમાથી ભગત']

**૧૨૦** માતૃત્વના ચીલે સંપન્ન માતા મે જોઈ પોતે એની રહ્યો છે તે ખેલમા પૂરેપૂરો નિમગ્ન વાસુ કઈ પણ નવુ કરવા જાય ત્યા તેનો પ્રતિકાર પેોજી જ દીધા હાય એ કુશલતા અને ત્વરિત અવૃત્તિએ એ બેન બેની રહ્યો

**૧૨૧** આર્યપિતરોએ આપણુ હિત જ સધાય એવી બુદ્ધિએ સદાચરણની રૂઢીઓ મર્યાદાઓ આદિ બાંધી રાખી છે

૧૨૨. પ્હેલી પત્નીને છાડનાર પતિ તેને જે કહે છે તે પ્રથમ પાંચ પંક્તિ નિરૂપે છે. પછીની નવ, એ પત્નીનુ તેને ઉત્તર છે. [' ભણકાર – આવૃત્તિ ત્રીજી, ૧૯૫૧'મા તેર જ પંક્તિ છે. સં. ]

કરાર, સંસ્કાર નહી : ' કૉન્ટ્રેક્ટ ', ' સેક્રેમેન્ટ ' નહીં ' સામાજિક કબૂલત, ધાર્મિક પ્રતિજ્ઞા નહી. છૂટો (' લિબર્ટિસ ') હક્કો, કાયદા, રૂઢિ, સમજણ – સૌ નવતર આખો જમાનો બદલાય છે, વધારે વધારે સંખ્યા નવા આચારવિચાર સ્વીકાર્યે જ જાય છે. લગ્નગ્રંથીઓ પણ ચલચલિત – શિથિલ થઈ જાય છે. ત્હારુ તે ખરેખર બીજું લગ્ન માત્ર છે કે લંપટતામા જ પગલા માંડે છે ? સ્વચ્છંદ, નિરંકુશતા (' લાઇસેન્સ '). આવો અમુક બનાવ મ્હારા જોવાજાણવામા ભરાબર આવ્યો અને આ સૉનેટ રચાઈ ગઈ, એ વાત ખરી; પરંતુ વાચકે, આ સોનેટ અમુક જ જોડા કે ' કંદર્પત્રિકોણ ' ( લવ–ટ્રાયંગલ ' ) વિશે છે, એમ લઈ ના દોડવુ. અહી ની બીજી અનેક રચનાઓમા તેમ અહીં વાચકની એવી જિજ્ઞાસાના જ સંતોષાય તેને માટે મેં વિષયનુ પૂરતુ " સાધારણીકરણ " (' જનરલાઈ ઝેશન ' કરી લીધેલુ છે. એ ચલવિચલ મુદતિયા સંબંધોને ભલે તુ " પ્રણય " જેવુ મોટુ નામ આપ પણ એવી તરેહનો એક પણ સંબંધ " પ્રણય " નથી જ

૧૨૩ [' સંદેશ ' ૨૦૦૬ના દિવાળી અંકમાની નોધ –] બેન્ જોન્સનના એક નાટકમાથી ઉદ્ભાવિત

Ben Jonsen–" It is not growing like a tree." એનો વિભાવિત અનુવાદ

૧૨૪. સરખાવો ' ગાંધીજીની પાકિસ્તાને ચડાઈ ' એમા છેલ્લી બે પંક્તિ

૧૨૫ ભલા જણોની ભલમનસાઈ નો ખરો નિકષ એ બૂરા જણોની બૂરાઈ આ છે

૧૨૬ : [ ૯ : વૃકા૦ – ગ્રીસિયાનો રીંછ( Bear )થી ઉલ્લેખ થાય છે, અહીં વૃક(વરુ)થી કર્યો છે. ૧૦ : અહિંસાગુરુ – ગાંધીજી.]

[ 'ભણકાર – આવૃત્તિ બીજી'ની 'કોરાં પાનાં મુકી બાંધેલી બીજી નકલ 'મા પૃ. ૧૫૦ સામે આ સૉનેટ છે તેની નીચેનું ' ટિપ્પણ ' :– ]

ભક્તિના અતિરેકનો મત " નિમિત્તમાત્ર ભવ, સવ્યસાચિ" એ સલાહ નિરૂપે છે, જે નર્યું ફેટલિઝમ અર્થાત્ ઘોર અનીતિ છે. મનુષ્યે અવશ્ય સ્વીકાર્ય જવાબદારી એટલે કર્તવ્યમન્નવણી. નાસ્તીકાગનો ચોકખો નકાર છે.

શાસ્ત્રીવનાના અતિરેકનો મત કે મનુષ્યની શી વિસાત, એ તો જંતુ બાપડું, બહુ બહુ તો અગણિત આનુષંગિ કારણોમાં ગણાય, એ સામી બાજુની એટલી જ ઘોર અનીતિ છે.

બે વચ્ચેનો માર્ગ જ " સોનેરી " નીતિનો વચલો માર્ગ છે

૧૨૭ · [ 'ભણકાર – આવૃત્તિ બીજી ' ટિપ્પણ પૃ. (૭૨ ) :– ] ૩ : નિશા + અંત. ૪ : અમને તે વખતે અમારાં ભાવિ આવા થશે ને આવા આવા અમારા ઉદય થશે એ સ્વપ્ના અત્યંત વ્હાલા લાગેલા. ૭ : સ્વજનભક્તિ. સ્વભૂમિભક્તિ ૧૪ : લખલખા – જુદા જુદા ક્ષેત્રોમાં મળીને લડાઈમાં ભાગ લીધેલો એવા હિંદીઓ આશરે પંદર લાખ. મજૂરો, નોકરો, ખચ્ચર, ઘોડા, ઊંટ, આદિ સાથેના, વળી ઇજનેરો, દાક્તરો આદિ જુદા. આ સર્વમાંથી યુદ્ધ દરમિયાન ખપી ગયેલા દોઢેક લાખ. હિંદી ઉપરાંત ઇંગ્લાંન્ડ, ફ્રાન્સ, અને અમેરિકાના લશ્કરોમાં પણ કેટલાક હિંદીઓ ઘુસેલા. બ્રિટિશ નૌકાસૈન્યમાં ઘુસેલો એક પારસી જટલાંન્ડના નૌકાયુદ્ધમાં હાજર હતો. ઉવટનો ભાગ મોડો લખાયલો એટલે આ કૃતિ ભણકાર – પહેલી ધારામાં મુકાયલી નહીં.

૧૨૮ : [ 'ભણકાર – આવૃત્તિ બીજી' ટિપ્પણ પૃ. (૭૨ ) :– ] 'લિરિક' પૃ. ૭૨–૭૫. ૮ : વારિ, સ્વરછ, ધૌત : સ્થૂલ પાણીનાં

અર્થ તો ગૌણ, સૂક્ષ્મ અર્થ એટલે સંસ્કૃતિ જ પ્રધાન અર્થ. ખાસ જુવો કે વિરાટ આત્મા સાથે ભળી ગયા પછી પણ આ આત્મા બ્રિટિશ સંસ્કૃતિનો સાત્ત્વિક પ્રચારક હશે એવું આ કવિનું ભાવનાદર્શન છે; આપણી સંસ્કૃતિના અદ્વૈત કે સાયુજ્યમુક્તિ જેવું નથી.

૧૨૯: ['ભણકાર–આવૃત્તિ બીજી' ટિપ્પણ પૃ. (૭૨–૩)-માંથી :–] ઉપલી ચાર લીટી * ચાલતા + યુદ્ધ માટે લખાયલી લખાવાની તમામ કૃતિઓ માટે સૂત્રવાક્ય. એ અને ચીન ઉપરની કૃતિ [સૅાનેટ ૧૩૫] લખ્યા ચીનનો 'જનરલિસિમો' (મહાસેનાપતિ) મેદામ ચ્યાનકાઈ શેક સાથે હિંદમા આવ્યો ત્યારે. ૬ : કુવિગ્રહ. અધર્મયુદ્ધ, મલિન આયુધો, 'ગૅસ'; ઇરિપતાલો ગેડકૅાસચમૂઓ અશસ્ત્ર વસતી ઉપર બામ્બ અને ગોળીઓની વૃષ્ટિ વગેરે; અહીં રોગજંતુઓ વિષે પણ લખ્યું છે, જો કે આ યુદ્ધમા હજી લગી એ અસ્ત્ર વપરાયું જાણ્યું નથી. સામી બાજુએ શરણે આવેલા દેશોની વસતીને પૂરેપૂરી દાબી દેવા અને પોતાના ઉપયોગ માટેના ઉત્પાદન તેમની પાસે ગુલામો હોય એમ કરાવવાને જે ગુજારવામા આવે છે તે કુવિગ્રહનો એક અતિ દુષ્ટ અને ઘાતકી પ્રકાર છે. ૧૨ : અલખ – અગણિત, લેખું ના થઈ શકે એટલા લાખ.

---

* સૂત્રવાક્યની એ ચાર લીટી —

આઝાદી સંસ્કૃતીનૂ ઉપવન અ–સમૂં પાગરેલું અમૂરૂં
તે યે ઉચ્છેદવાને અસુર ઉતપલ્યા આતતાયી બળાઢ્ય;
તો એને રક્ષવાને સહ મનુકુલના આશાસંપત્તિ મોંધી
{ આવો આવો ઉમંગે
{ સૌ ઝૂઝો ધર્મજંગે ત્યજિ નિજનિજના સ્વાર્થ મઙ્ગૃત્તિહેતુ.

'ભણકાર – આવૃત્તિ બીજી' પૃ. ૨૬૧

+ 'ભણકાર–આવૃત્તિ બીજી' ૧૯૪૨ અધવચમા પ્રગટ થઈ, તે વખતે ચાલતા બીજા વિશ્વયુદ્ધનો ઉલ્લેખ છે.

આ અને પછીનું ઈ. ૧૯૩૯ની આખરમાં. ['પ્રસ્થાન' ૧૯૯૬ વૈશાખ પૃ. ૫૬. ત્યાં 'ડિસેમ્બર ૧૯૩૯' મુખ્ય મથાળું છે તેની નીચે બે સૉનેટ આપવામાં આવી છે: '૧ "નેવર અગેઈન!"' તે આ અને '૨ યુરોપ: ૧૯૩૯' તે સૉનેટ ૧૬૧.]

૧૩૦થી ૧૩૪: 'અકળભાવિ' લગીના પાંચે મણકાને એક કૃતિ ગણવી. બીજા શિવાયના ૪ મણકા સૉનેટ છે; વચલું પૃથ્વી છે; આગલા પાછલા બે શાર્દૂલવિક્રીડિત: તેમાં બીજા અંતે આર્યા છે.

૧૩૦: [પાઠ નવી આવૃત્તિની હસ્તપ્રત પ્રમાણે. ટિપ્પણ 'ભણકાર' આવૃત્તિ બીજી, પૃ. ૭૩–૪ પ્રમાણે:–] ૫: જીવલુ અને ભયભર્યાં માણસા (તુચ્છાર્થે નાન્યતર) સર્વત્ર વિકટાગ્રહે કેરે વર્ષી રહ્યા છે. ભયભીત માણસ અને પ્રાણી (સર્પ જેવાં) ભયાનકે બની જાય એ ધ્વનિ છે. કવિના નેત્રે મેઘના ઘન કાળાં વાદળા જામી જાય તેમ ઉરે શૂન્યતા વ્યાપી રહી. ૧૩૧: ૨૦: સંજ્ઞા–માન. છેલ્લી બે પંક્તિ આર્યા છે જે ગેય છે એ કારણથી અથવા પંક્તિ બે નથી ચાર છે એમ, આ સૉનેટ નથી. * ૧૩૨: પહેલા વાક્યમાં કર્તા છે 'એ કુદરત'. ૩૩ માનવ ચિત્તને. ૪૦ ગહર–ઘેરી. ૧૩૩: ૪૪ ઘનધણા–ઘણુ જેવા વાદળા, અનિલની અમુક ચેષ્ટા બાળક જેવી અમુક ગોવાળિયા જેવી દીસે છે. દરિયો અનેક જાતની ચેષ્ટા કરી રહ્યો છે. બાળકની, કિશોરની, પથિકની, સંધ્યાના અધીર પ્રીતમની. ૪૯: હવાવાઘણુ–'એરોપ્લેન.' ૫૦: વૈશ્વાનરી–અગ્નિમય. ૫૩–૫૬: દરેક ભાવનાર્થ બીજાનો હરીફ, સૌને હરાવી હરાવી પોતાનુ એકલ સામ્રાજ્ય સ્થાપવા આતુર, બીજાની સત્તાનો અસહિષ્ણુ બને આ આ અસહિષ્ણુના ઈર્ષા

* પણ 'મ્હારા સૉનેટ'–ની આવૃત્તિ 'મા આનો સમાવેશ એમણે કર્યો છે. સૉનેટની છેલ્લી બે પંક્તિઓને સ્થાને આ રીતે આર્યાજાતિનો કે અનુષ્ટુપ નો શ્લોક આવે તો નિર્વાહ લેખાય એ હવે આપણે ત્યા રૂઢ સંકેત (convention) છે. —સં.

ઘાતકવૃત્તિને પોતાની પ્રકૃતિ (ધર્મ) જ ગણી રહેતો. બીજા લક્ષણવાળા ભાવનાંશ તેમને પોષતી તમામ કૃતિઓ સાથે અધર્મ, હણવા યોગ્ય. **૧૩૪** : ૫૭ : જિસસ ક્રાઈસ્ટ 'પ્રિન્સ ઑફ પીસ' અને 'સન ઑફ ગૉડ' કહેવાય છે. ૬૮ : જગી યજ્ઞ—સળગાવે છે કેવળ લડાઈ; પણ તે 'નેશનલિટી'નો, આઝાદીનો, 'સિવિલિઝેશન'ના વર્ચસ્વનો કે એવો કોઈ પવિત્ર યજ્ઞ છે એમ ઘોષણા કરી રહે છે

**૧૩૫** : ૩ : ફ્રાન્સમાં ફ્રેન્ચ રેવોલ્યૂશન (૧૭૮૯) પહેલાંના વર્ષોમાં; કોલમ્બસી ખંડ — યુનાઇટેડ સ્ટેટ્સમાં ઈંગ્લાંડ સામે સ્વાતંત્ર્યવિગ્રહ આરંભતા. અંગાગ બીજમાથી વધીને દઢ સંકલ્પ રૂપ તાગ બંધાય છે જે અચલ ચળકરો. ૬ : પાસીફિકતટે નવો તારો ચીન. ['ભણકાર — આવૃત્તિ બીજી' ટિપ્પણ ૫ (૭૬).]

આ ચાર સૉનેટ એક સાથે લખાયાં એપ્રિલ ૧૯૪૦ના પહેલા દિવસોમાં. ['પ્રસ્થાન' ૧૯૯૬, વૈશાખ, પૃ ૫૯. ત્યાં 'આઝાદી વધરો જ'ને 'સૉનેટમાલા' પેટામથાળું આપ્યું છે. તેમાં આ મણકો પહેલો અને સૉનેટ ૧૫૯, ૧૬૦, ૧૬૧ તે મણકા ૨, ૩, ૪ છે.]

**૧૩૬** : ૭ : પગણ અર્પણે. પૂરેપૂરો પ્રાણ સમર્પીને. ૧૦ : હિટલરના દાનની વિજયનો ભારકર ક્રેન્દ્રે ચડેલો તેં ગ્રસ્યો. ૧૪ : પાટનગરી, રાજધાનિ, પાણું ચણાઈશ, નવે અવતાર ઝબકીશ તે રૂસ પ્રજાની ત્રીજી રાજધાનિ રૂપે. [**'ભણકારોત્તર**, હસ્તપ્રતમાથી, ત્યાં શીર્ષકમાં' આગસ્ટથી ઑક્ટોબર : ૧૯૪૨' એવો ફેર છે. ત્યાં મથાળે નોંધ છે કે "This is 16th war poem. 14 in ભણકાર. 15th ચીનજાપાન-વિગ્રહની છઠ્ઠી સાલગ્રેહ. ૭–૭–૪૨." મારી ઉપરના પોસ્ટકાર્ડની નકલમાં ટિપ્પણમાં ૧૪મી વિષે છે : "૧૪ : મહાપાટ-પાટનગરી, રાજધાનિ; કવિનો આશીર્વાદ છે કે તું પાણું ચણાઈશ તે આવું ચણાઈશ." નવી આવૃત્તિની હસ્તપ્રત પ્રમાણે પાઠ આપ્યો છે, શીર્ષક પણ.]

૧૩૭ : [ મારી ઉપરના પત્રમાની નકલ જોડેની નોધ :– ] ૧૪ ખાણ્ડવ વનમાં શ્રીકૃષ્ણ અને અર્જુને લગભગ તમામ નાગકુળો બાળી ભસ્મ કર્યાનું વર્ણન મહાભારતમાં જાણીતુ છે. નાગી સમસ્તને ભસ્મ કરવાનો તેવો જ આ " ખાણ્ડવી " યજ્ઞ.

૧૩૮ : [ મારી પાસેની નકલમાની કર્તાની નોધ :– ] ૨ સુલેહ. ૪ : વિફિરવુ—ફિરણો ચોમેર પ્રસારવા. ૫ : આધિ : લગભગ નાદારી, મોટી સંખ્યામા બેકારી, મકાનો અને બીજી પ્રાથમિક જરૂરતોનો દુકાળ, નાણાનો ફુગાવો, અનેક અસંતોષો ( ' ડિસ્કન્ટેન્ટ્સ ' ), માલોમાલ કુસંપ, બખેડા, મારામારી, વગેરે. ૬ : ક્રમ — ડગલા. વાધવુ – પ્રગતિ કરવી ૭ પુમાન — મર્દ. છાતીએ હિંમતે ભડ ૮ 'વર્ણ'–રંગ (' કમ્પ્લેક્શન ') બદામી રંગ તુર્કો, ઇજિપ્શિયનો, મૂરો, યાહુદીઓ, આરબો આદિનો. કાળો આફ્રિકનોનો, હબશીનો, હિંદીઓમા ખાન કરીને દ્રાવિડોનો — પણ અહીં બધા હિંદીને કાળામા ગણ્યા છે, ઇરાનીઓ, અફઘાનોને ગોરામા ગણ્યા છે, એમ પીતવર્ણી – (ચીનાઓ મોંગલો )ની આ રશિયનો (સ્લાવો) સિવાયની આખી દુનિયાને હાકલ છે. ૧૦ સમગ્ર આદમજયો, નરવંશ, નરવંશ, માનવબાંધવો આખી મનુષ્યજાતિ ૧૨ ચીનના પક્ષમા ઊભા રહો. આખરો જંગ આને કહ્યો છે, ' આખરો ' રૂપ ' આખરી ' બદલે વાપર્યુ છે, ભાર દેવાને અવિકારી વિશેષણોને વિકારી લેખે લખવાની ગુજરાતીમા છૂટ છે (કેમ કે ઘણા હજી વિકારી ચાલે છે)

૧૩૯ : બીજું — તમાકુ – મેં એ વ્યસન કહેવાતી પરંતુ વ્યસનના ઓછામા ઓછા અવગુણવાળી અને સોબતી લેખે કેટલીક ઉમદા જાતિના કૂતરા કે ઘોડા જેટલી વફાદાર — આદત મે " બસ હવે કેટલા બરસ રહ્યા ? " સામી બાજૂ " હજી પણ એના ગ્રાસ્ત્વના ઉપભોગમા શું બાકી રહ્યુ હોય જ ! " — એવા એવા હવાઈ પણ લાગે તથાપિ સંગીન તર્કર ખયાલોથી પ્રેરાઈને તેમ મ્હારી પોતાની

કસોટી લેખે—ઈ. ૧૮૮૭-૮૮થી આવેતુ અને બે પેઢી ઉપરાત છસાત વર્ષ ચાલ્યા કરેલુ ' વ્યસન ' જગ પણુ ' વ્યસન 'ના અનુભવ વિના હસતારમતા અને ખરેખર " ચપટી વગાડતા " જ છોડી દીધુ છે, તે અંગત બનાવની નોધ લેખે—એ " તમાકૂ " સૉનેટ–લખ્યુ છે અગ ફુરસદે નકલ મોકલીશ.

[એ પ્રમાણે તા ૩-૩-'૫૦ના મારી ઉપરના પત્રમા લખે છે. આખે મોતિયાના નસ્તરનો પ્રસંગ આવતા ' વ્યસન ' મૂકી દીધુ લાગે છે મુંબાઈ ૫-૩-'૫૦નુ પોસ્ટકાર્ડ મળે છે તેમા એક બાજુ સૉનેટ છે અને બીજી બાજુ નીચેનુ લખાણુ છે '—]

આ કેવળ અંગત ઉદ્ગાર છે, વિચિત્ર શબ્દાવલિએ અલંકૃત, વળી પાછળ લખાઈ છે તે નકલમા લેશ ચહેરભૂસ નથી.

નિરંગી તખ્તી નિર્માવવી, તો તે આવા બીબાની શોભી પણ ઊઠે.

લેકિન વહ આફતાબ નહિ ઉગા જિન્ને મીયા કે પાઉં મેં જૂતિયા દેખી ! મહેર હય સાહિબકી !

૧૦મી ફેબ્રુઆરીએ પહેલું નસ્તર. ૨૫મીએ બીજુ. આજ રવિ પાચમીએ થના ૨૪ દિવસ ચસ્મા થતા પહેલા હજી બીજા ૨૧ ખના. વધારે પણુ ચાલે ગઈ વખતે ઝટ પતી ગયેલુ દાક્તર એ જ. શુભં-ભુયાત્ મુંબાઈ ૫-૩-'૫૦.

**૧૪૦–૧૪૧** આ સૉનેટજોડ સેનફ્રાન્સિસ્કોમા જાપાન સાથે સંધિખત પર સહીઓ કરવાની મોટી સભા મળવાની આગલી તારીખે લખી છે ચોઘડિયુ ખરેખરી કરોકટીનુ છે. યુ એસ એસ.આર.ની પોતાના કમ્યૂનિસ્ટ માંડલિક ગજવો ચોતર્ફ ફેલાવતા જવાની નીતિથી આખી દુનિયાની આઝાદી ઉપર મોટા ભયના ઘેરા વાદળ જામતા આવે છે. દુનિયાને આ મહા સંકટમાથી ત્રીજો વિશ્વવિગ્રહ અનિવાર્ય બને કદાચ તો તે ખેડીને પણુ ઉગારી લેવા આઝાદીના એક માન બેલિ લેખે યુનાઇટેડ

સ્ટેટ્સનું મહાસમર્થ પ્રજાસત્તાક રાજ્ય હામ ભીડે છે. ઇંગ્લાંડ અને ફ્રાન્સ જેવા મહાન અને ઇતિહાસે અમર રાષ્ટ્રો અગ્રણી લેખે તેની લાયણી સ્વીકારીને તેની બેય બાજુએ ખડા થઈ જાય છે. આ સંજોગોમાં હજી હમણાં જ આઝાદીમાં પગ માંડનાર ચીન અને અલ્પમત તેમ સત્તાની હરીફાઈ અને દાંસાતુમીની શતરંજના હજી બિનઅનુભવી રાજ્યોએ શું કરવું ઘટે? મોરોક્કો અને મિસ્ર, ઇરાક-ઇરાન, અફઘાનિસ્તાન, સીરિયા ઈજિપ્ત, અફઘાનિસ્તાન બ્રહ્મદેશ, થાઈલેન્ડ, ઇન્ડોનેશિયા તમામને આ અણીનો સમય અત્યંત મુંઝવે છે. ચીન રશિયાનું છે કે રશિયાથી સ્વતંત્ર ગણાય, જાપાન હજી ગઈ કાલે વર્તેલું તેમ—શક્તિ આવતા—એમ જાગ્યું ફરીને નહીં પ્રવર્તે, યુનાઇટેડ સ્ટેટ્સ રશિયાથી રક્ષવાને બહાને પોતાનું જ તો લક્ષણ કરશે. એવા એવા ભય એમને મુંઝવી રહ્યા છે. આ અતિવિકટ સંજોગો[માં] તેઓ એક આપણા ન્યૂદેહની અને જવાહર નેહરુ ભણી પૂરેપૂરી શ્રદ્ધાથી જોઈ રહ્યા છે. આ છે આ સૉનેટ જોડનો ભાવાર્થ.

વૉશિંગ્ટન—યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા. વૃકેન્દ્ર—સોવિયેત રશિયા. પ્રફુલ્લ ભૂમિકટિ—ભૂમધ્યરેખા આગળનો પૃથ્વીનો ઉપસેલ ભાગ. શાંત જલધી—પાસિફિક મહાસાગર. નિખંડપ સી તડાગ—મેડિટેરેનિયન સી. સૂર્યના રથને એક જ પૈડું છે, ભારતને એક જ પગ છે. અહિંસા સિદ્ધાંત અભયદાન આપ્યું યુગે—આ યુગમાં. ખ્યાતનય—જેની ડેમોક્રેટિક નીતિ સુપ્રસિદ્ધ છે. બીજા સૉનેટની ૧૩મી પંક્તિ અવતરણચિહ્નોમાં કેમ કે એ છે આ સર્વ ન પમન એશિયાઈ રાજ્યોની ઉક્તિ. ગજ પગેરું—'હાથીપગનું' જવાહર અને ભારતનું 'હાથીપગનું' જોઈ જોઈને અમે તો તેમાં જ અમારી પગલીઓ માંડીશું. [સં. ૨૦૦૭ (ઈ. સ. ૧૯૫૧)ના 'સંદેશ'ના દિવાળી અંકમાંથી.]

૧૪૭. ૧૪. [છૂટા કાગળોમાંથી.—] 'હિંદુસ્તાન' દીવાળી અંક માટે પં. રનું પાઠાન્તર—ઠીક વિલસે અગ્લેન કોમળ રંગોથી સંધ્યા ખીલે છે એમ મારી જીવનસંધ્યા પોતાની સુખોથી ખિલવવાને

૧૪૩' [મારી ઉપરના પત્રોમા સૉનેટ ૧૩૬, ૧૩૭ની શોધ કરતા, બીજા એક (તા ૭-૭-૪૪ વડોદરાના) પત્રમા નીચેનુ વાચવા મળ્યુ જેનો આગલનો ભાગ સૉનેટ ૫૮ વિષે છે, અતભાગ આને વિષે છે —"I am quite healthy now and absolutely lazy - don't know what is going to happen to me when I am back at my desk in Bombay, so long, has been this holiday, so pampered & patted I have been all along, treated as an old old old raven, but a raven turned miraculously into a smiling swan .. એ ગમે તેમ મ્હારા જૂના મિત્રો મ્હારા આખા જીવનના સાક્ષી — પ્રાણશંકર અને કુલકુવર were inexpressibly happy to have me with them for a fortnight. એ પખવાડિયામા એક સૉનેટ લખાયુ જેને હુ 'જૂનુ મધ' કહુ છુ પરંતુ it is not very happy I must confess 'અનામિ' આ ત્રણેક મહિનાના ગાળાનુ ઉત્તમ સૉનેટ છે અને એ વડોદરા કૉલેજ મૅગેઝીનમા ભાઈ શુકલે છાપી દીધુ છે — છાપ ભૂલો સુધારીને વાચશો "

વડોદરા ભાઈશ્રી કિશનસિંહ ચાવડાને લખીને 'અનામીને'ની નકલ મેળવી સૉનેટની સાથે ભાઈશ્રી ચાવડાએ, પોતે લખેલી અને પ્રો ઠાકોરને બતાવીને પ્રકટ કરેલી, નોધ પણ મોકલી તે નીચે આપી છે ભાઈશ્રી ચાવડાને ત્યા જ એ મહેમાન હતા એ લખે છે કે મૂળ નામ "સૌન્દર્યરમણા ' હતુ, પછીથી " અનામીને' મથાળુ કર્યું હતું મૅગેઝીનમા સૉનેટ સાથે પ્રગટ થયેલી નોધ —"સૌંદર્યનો રસાનુભવ જેમ વધુ ઊંડો ને વધુ વ્યાપક થતો જાય છે તેમ અતકરણનુ સવેદન વધુ ને વધુ સૂક્ષ્મ અને પટુકરણ બની, કવિતા જેવુ સ્વયદર્શી બની જાય છે, અને સ્વયદર્શીને વળી નામ શુ? અર્ધ

સદી સુધી સૌંદર્યનો સાક્ષાત્કાર કરી કરીને પોતે જ સૌંદર્ય બની ગયેલી પ્રો ટાગોરની સર્જકપ્રતિભાનુ આ નાનુ શુ કિરણ, એમના પચોતેરમા વર્ષના સ્મરણમા પ્રગટ કરવા દેવા માટે અમે એમના ઋણી છીએ."

સોનેટ ૧૪૭ એ કર્તાના છેલ્લા જન્મદિવસનુ. આ છે સાત વરસ ઉપરનુ સોનેટ ૧૪૭મા રહસ્યવાદી વલણની ચિકિત્સા છે. પણ આ સોનેટ ૧૪૩મા, કાઈ નહિ તો, કવિતાને–કવિતાગત સૌંદર્યને–અનુલક્ષીને કર્તાનુ પોતાનુ એક પ્રકારનુ રહસ્યવાદી વલણ પ્રગટ થતુ જોઈ શકાશે

૨ 'અનુભવી રહૂ'નુ કર્મ 'ઝાખી'. ૫. માધુરી છલકાવના સુમેળો શ્રવણમા ફરતા તરગો 'મૃદુ' દેહલીદીપ તરીકે લઈ શકાય. ૬–૮ કદી થોડા તો કદી ઝાઝા જીવો માગ એકલનાભર્યા પ્રાણ ઉપર વર્ષીને બહોળા દયા પ્રગટાવી રહે છે અને માગ જીવને અજમ કાન્ત વીનાભર્યા નરોની પેઠે રસથી રસે છે ૮–૯ તાની ભૂમિને ન તો મૃગજળવાળી ભૂમિ ગણુ છુ, ન પ્રવાહપટમા પ્રતિબિંબિત થતી વિતથ તથાપિ મનોરમ રચના લેખુ છુ, કે ન એને સ્વપ્નની ખૂબી માનુ છુ, તેમ નથી એ અંધારિયા કે અજવાળિયાની અદ્ભુતની નાનિવૃતિ ૧૩ એ તાની ભૂમિનો જીવતો પદાર્થજીવ હુ જરી માણવા ચાહુ છુ, અને શબ્દ નયના પ્રવાહમા જરી ઝીલવા પણ ચાહુ છુ ૧૪ છેલ્લી લીટી પૃથ્વીતિલક. હસ્તાક્ષરની નકલ જોવા મળી નથી. પણ 'એ જરી' ઉચ્ચારથી બરોબર પૃથ્વીતિલક થાય, નહિ તો છઠ્ઠી શ્રુતિથી તાળ ગ પાય રગણની પરપરા. જેનુ અનપરનપ દર્શન થઈ જાય છે અને જેને શબ્દમા પ્રતિબિંબિત કરવાનુ મન થાય છે એવી સૃષ્ટિના 'અનામી' સ્વામીને સબોધન–વિનતિ છે કે એ જો જરીક વધુ થોભી જાયને તો એની સૃષ્ટિનો વધુ નિકટનો, વધુ સૂક્ષ્મ, વધુ ગહન, વધુ સુરેખ, વધુ આત્મીયતાભર્યો પરિચય મળી જાય અને કાક એને શબ્દબદ્ધ કરવાનુ પછી શક્ય બને.

એ "અનામી" (ન-ઇતિ, નેતિ) ભલે ક્ષણાર્ધ માટે જ એની સૃષ્ટિરૂપે પ્રત્યક્ષ થાય છે, પણ એની એ સૃષ્ટિ અવિતથ છે, ઇંદ્રજાલ કે સ્વાપ્નલીલા સમી નથી, ભલે કોઈ–નામ–ન–આપી–શકાય–એવી છે, પણ છે અને માણવા જેવી છે, શબ્દલયપ્રવાહમા જરીક એને પ્રતિબિંબિત કરવામા જિંદગી ખર્ચી નાખીએ તોય ઓછુ એવી મનહર મનભર છે — આ જાતની સર્જક કવિની પ્રતીતિ આ સૉનેટમાં નિરૂપાઈ છે.

'ભણકારોત્તર' હસ્તપ્રત પૃ ૪૯ ઉપર (તા. ૧૯–૩–૪૩ના ઉ લેખવાળુ) અંગ્રેજીમા 'Invocation' છે, જેની પહેલી પંક્તિ છે. "Stay, Thou Nameless! Stray not yet, I pray, out of my ken." કુલ ૧૬ પંક્તિ છે. પોતાનુ જ લાગે છે.]

૧૪૪ : ['મ્હારાં સૉનેટ–આવૃત્તિ પહેલી,' પૃ. ૬૧–૬૨ ઉપરની નોંધ:–] વિલિયમ હેન્રી ડેવીસના 'લવ્લી ડેમ્સ 'નો અનુવાદ, "લિરિક"મા દૃષ્ટાન્ત લેખે મુકેલો

આર્ગોસના મેનેલેઅસની પત્ની ટ્રોયના પારીસ સાથે ભાગી ગયેલ હેલન, સુન્દરતાની દેવી લેખે પ્રાચીન ગ્રીસમા પૂજાયલી ઍફ્રોડાઇટી ઉર્ફે વીનસ; ચંદ્રમાની દેવી ડાયના અથવા સૅલિની; અને મિસર દેશની રાણીઓ ક્લીઓપેટ્રા એ ચાર વર્ણવેલી છે, દરેકને જાણે વર્તિકાની એક જ લકીરે ૩ પ્રાકતની–સુન્દરીઓનુ વિશેષણ; ઘણા જૂના કાળની. ૫ પરિણિધૂદની–વિનાશ કરનારી, જોગમાયાની જેમ કુલકુલા સંહાર વડે પોતાનુ ખપ્પર ભરી લઈને પાછી અસલ સ્થાને સમાઈ જતી ૭–૮ : નાથ–વલ્કનદેવ, પ્રાચીન ગ્રીક દેવોનો લુહાર અને યાંત્રિક એની ભઠ્ઠી એ ધમક ધમ્યા કરે તેમાથી ઝાળ ઉપર ઝાળ નીકળ્યા કરે, તથાપિ નાથ અને ભઠ્ઠીની સોડે જ ઉભેલી આ વીનસ તો આરસ જેવી ગોરી જ રહે, રતાશ એના અંગમા યાવ તલ માત્ર ન દેખાય, એ એની અલૌકિક સુન્દરતાનો ચમત્કાર. ૯ : ૧૦ : સૅલિની,

જેના કેશ કહો, કિરણ કહો, એક જ, ખિચવુ' (ખચવું) – ઠાંસી ઠાંસીને ભરવું, જડવું. એન્ડીમિયન ઉપર પ્રેમમાં પડેલી. પણ એ યુવાન બેપરવા, પોતીકા મર્દાની સૌંદર્યના મદમાં જ મસ્ત; સેલિનીથી દૂરમાં દૂર ઊંઘમાં ઊંડી ઘનઘોર ગુફામાં ભરાઈને કુંભકર્ણની જેમ ઊંઘતો'તો ત્યાં પણ એને શોધતી ઢૂંઢતી સેલિની પેસી જતી, અને એના ઉપર આખી રાત ચુંબનો વર્ષાવતી. ૧૦ : નિશાકર નિશાની (નિશાકર ચંદ્રની) અધિષ્ઠાત્રી. ૧૧ : સ્મરપ્રહરણી સ્મર (કામદેવ)નું અસ્ત્ર હોયને એવી. ૧૨ : મદનમોતી — અતિ મોટું મોતી, જેમ મદનમેદો, મદનબાટ, મદનનારી, મદનઝાંપો વગેરે. ઘી મેવો સમ ખાવા પૂરતાં જ એવો એક કુત્સિત બાટ, ઉપહાસમાં મદનિયું કહેવાય છે. દારૂમા મોટાં અમૂલ્ય મોતી નાખી પીગળાવીને પીતીપાતી. એવા સ્ત્રીચરિત્રે એન્ટનીને પૂરેપૂરો નાથનારી. ૧૪ : તું-દેહે – ત્હારી કાયા એટલી તો સુંદર તેમાં આવી લોકોત્તર સુન્દરીઓનો અધ્યારોપ પણ કુદરતી. છેલ્લી પંક્તિજોડનો અતિશયોક્તિ અલંકાર આખા સૉનેટનું શિખર અને સંધાનક (કી–સ્ટોન) બની રહે છે. 'લિરિક' પૃ. ૫૮–૫૯ પણ જુઓ.

**૧૪૭** : તા. ૨૩–૧૦–૫૩ના દિવસે, પ્રો. ઠાકોરને ૮૩મુ વરસ બેઠું, તે દિવસનો જ. નં. ૮૩/૧ એટલે વ્યાશીમા વરસનો પ્રથમ પત્ર શ્રી વિજયરાય ક. વૈદ્યને એ લખે છે તેમાંથી ('માનસી' જૂન '૫૩, પૃ. ૧૩૦–૩૨) કેટલુંક નીચે ઉતાર્યું છે :

......ત્હમારો 'ભણકાર' અને વિવરણ વિશે કાર્ડ તદન અણધારેલ મળ્યો. એમા ત્હમે વળી આશીર્વાદ પણ માગ્યા છે. આપણે જંતુડાં એકબીજાને આશીર્વાદ દેનારાં કોણ માત્ર ? છતાં એ આપણો વિનયવિવેક છે, આપણી સભ્ય રૂઢિ છે, સેંકડો વર્ષની પરંપરાએ જમેલ. તેને તરછોડનાર પણ આપણે કોણમાત્ર !......

· સમભાવ–હેત–શુભેચ્છા–મેળવાતી સિદ્ધિ માટે અભિનંદન – ઇચ્છી મેળવવાની તે વિશે પ્રોત્સાહન, એ રૂપના જ આશીર્વાદ આપણે જંતુડાં

એકબીજાને વિતની શકીએ: મોટેગ ન્હાનેનાને, ન્હાનેના મોટેનાને, સિદ્ધ સાધકને, સાધક સિદ્ધને.

નથાપિ ત્હમાની માગણી માથે ચડાવવાની ફરજ ગણી લઈને આ ચાલતી કલમે લખાઈ જાય છે તે પંક્તિઓથી આ કાગળ પૂરો કરું છું. એને ભલે doggerel ગણો ચાલતી કલમે પણ ઉચ્ચ કવિતા સધાય છે પરંતુ ગ્રાઈ સુધન્ન પળે જ. શુભં ભૂયાત્ ...

ઉમેનશ આટલુ જ કે આ ચાલતી કલમે ત્હમાગ સ્નેહના પડઘા લેખે ટપકાવાયેલુ આ સોનેટ છે એવુ પ્રસિદ્ધિલાયક નથી પ્રસિદ્ધિલાયક બનાવી શકીશ તો તે સાફ નકલ તમને મોકલીશ ..

[પોતાના હસ્તાક્ષરમા કરેલી 'સાફ નકલ'ની પાણ્ડુલિપિ અનિયતકાલિક 'કવિતા'ના પ્રથમ અંકમા પછીથી પ્રગટ થયેલી તે પ્રમાણેનો પાઠ અહી આપ્યો છે. પહેલો પાઠ 'માનસી' જુન '૫૩મા પ્રગટ થયો છે તેમા '૨૩-૧૦-૫૧ પ્રાત કાલ. આશીર્વચન' એવુ મથાળુ હતુ. એ આખુ પૃથ્વીમા હતુ, આમા ૧૪મી પંક્તિ વિસ્નાગને પૃથ્વીતિનકની કરી છે. થોડાક શાબ્દિક ફેરફાર પણ થયા છે

જૂના સ્નેહીભાઈ તે, અલબત્ત, શ્રી વિજયરાય ક. વૈદ્ય ૧: પ્રયતુ– પ્રયત્ન કરું છું. ૨ ફલક૦— એ હમેશના જ્યા વસી ન્હા છે તે ફલકને—પૃથ્વી પરની વાસ્તવિક ભૂમિકાને–વળગી રહુ છુ ૫: ખિલ રહા–૧૪મી પંક્તિમા ત્યોં (–ત્યમ) જેમ હિંદી પ્રયોગ છે તેમ આ પણ ખિલ રહનાની અસર નીચેનો હિંદી પ્રયોગ લાગે છે શ્રી વિ ક વદ્યને મોકલેલા પાઠમા 'ખિલિ' છે ત્યા—પૃથ્વી ઉપરના યથાર્થની ભૂમિકા પર ૫-૮ ઉડનના૦— પૃથ્વી ઉપરની યથાર્થની આ ભૂમિકા પરથી ઉડ્ડયન કરીને કોઈક અન્ય પરમ ઉચ્ચ લોકને ક ભૂમિકાને વાછી રહેલા સર્વ મનોરથોના ચરમ સ્વાર્થના મલિન અને રંગિન બુદબુદો સમજો, ભલેને એ બુદબુદો નગરગી અજમ ઓપ ફેલાવતા લસી રહ્યા હોય તો

પણ ૯ ભૂશેરુ ૦—આપણે ભૂમિના શેરુ તેમને માટે એ નકામા ૧૦ ઇઉ—અહીં, ભૂ ઉપરની વાસ્તવિકતામા ૧૪ અણશણગારેલી જેવી પાસ્યુ છુ તેની ગ્રહણ કરો પછીથી આ 'સાદ નકર તો ફરી પણ ,તિને 'અનનંકૃતા' જ રહેવા દીધી, જે કદાચ એની અનકૃતતા છે ]

૧૪૮થી ૧૬૦ [હસ્તાક્ષરની, જેને મથાળે પેન્સિલથી Final (છેવટની) લખ્યુ છે તે, પ્રતમાની નોધો નીચે આપી છે આ પ્રત ૧૮૨મી પંક્તિની ૮મી શ્રુતિ આગળ અટકી જાય છે તેનો પૂરો પાઠ બીજી હસ્તપ્રત ઉપરથી લીધો છે સોનેટ ૧૪માની શરૂઆત મળે છે, એટલે કે આ સાનેટમાલા પૂરી થઈ શકી નથી, અધૂરી રહી છે ]

૨૫, ૨૮ પૃથ્વીતિલક ૨૮ વન્ય શ્રેયસ્ ૬૮ રહીસહિ— ઉપના ત્રણ વર્ગોની બાદ કરતા બાકી જે 'બકુડીઓ' રહી, તે થોડી ૮૪ તપુખ-તણખના ૧૧૨-૧૨૬ પ્રાચીન ગ્રીસના વિજ્ઞાનયુગ પછી નવા વિજ્ઞાનયુગનો આરંભ ગેં ૮૨ બેમ્ન કોપર્નિકસ બેવર ઇસ— આદિથી ગણાય છે ૧૧૮ સંખ્યા—છેવટના સૈકા બગ્ફ મન્વંતર Ice Age ૧૨૦ નોહા—બાઇબલ જૂના કરારમાની ગાથામા આખા મનુસંઘની સાથે તરુ પંખી પ્રાણીની તમામ સૃષ્ટિને ઉગારનાર નેતા ૧૨૨ નદતિનમ સારસ્વત—વેદોમા પૂજાતની સરસ્વતી ૧૨૫ વચર— વચલો અને કદાચ સૌથી મોટો વિભાગ, કુરુક્ષેત્રે "વિનશન" આગળ ગયુને દોડી પાતાળમા ઉતરી ગયો આ સરસ્વતી નદી એટલી મોટી ને લાંબી હતી કેટલાક પુનર્વિદો તેને કચ્છી આગળ, કેટલાક કચ્છના અખાતે તો કેટલાક એને ખંભાતના અખાતે દરિયાને મળતી માને છે ૧૨૭ ,નિમ પાખ—૨૯ ૧૩૨ Polynesia ૧૩૩ પીરૂ અને કેલિફોર્નિયાના તટ ૧૩૪ સેંટ લૉરન્સ નદીના માર્ગ ૧૪૦ અસીમ મોર — માનવતર,તિને તે સતર્ક ગત ઉપરાન્ત વિસ્તારવાળા

['ભગ્નકાવ્ય' હસ્તપ્રતમા ૨૩-૧૦-૧૯૨ની નકલમા 'સાચા નુસખા ખ' મથાળે છે તેમા જ ફરી 'ઉથલો પાઠ' આપ્યો

છે ત્યા ' સાચા ' શબ્દ છેકીને લખ્યુ છે ' આ વિશેષણ છોડી દીધુ ૧૪-૮-૪૨ ']

**૧૬૧ :** [' પ્રસ્થાન ' ૧૯૯૬, વૈશાખ, પૃ ૫૮ ઉપરની નોંધ –] ' લેઓકૂન 'ના પ્રતિમાજૂથમા ત્રણ પ્રતિમા છે ઘરડો પિતા, અને તેના બે પુત્ર એક ભરજુવાન બીજો કિશોર અહીં આ ત્રીજી પ્રતિમાને પૌત્રની ગણી છે પોતાના ઇષ્ટદેવને કોઈ કારણે પોતા ઉપર ક્રોધ ઉતર્યો છે એમ ગણીને એ વંશપરંપરાનો પૂજારી અને તેના પુત્રો આવા અતિભયંકર મોતે મરતા પણ છેક છેલ્લી પલ લગી પૌરુષ ધૈર્ય અને શ્રદ્ધામા અડગ જ રહેતા એવા ભાવ પ્રકટ કરતી એમની પ્રતિમાઓ ઉસ્તાદ શિલ્પીએ ઘડી છે હિટલર અને સ્ટેલિન રૂપ મહાવ્યાલોની ચૂડમા ફસાયલો – રાહુ કેતુ ઉભયે એક સાથે ગ્રસાયલો યુરપ પણ એવા જ અકંપ અને ધીટ જણાય છે, અગર જો કે કાળા અને ફિક્કો પડતો જાય છે લેઓકૂન અને પુત્રો એમ સમજેલા કે આ તો ઇષ્ટદેવ કોપ ઉતર્યો તે સહી લીધે જ છૂટશે ! યુરપ જુદુ સમઝયો છે,— આમ કે આ તો મ્હારા જ અતિલોભ અને વેર મ્હને ફૂટી નીકળ્યા છે, તે જેરવ્યે જ છુટશે ! [ જુઓ જોડિયા સોનેટ ૧૨૮નુ વિવરણ ]

**૧૬૨** [' પ્રસ્થાન ' ૧૯૯૬, વૈશાખ પૃ ૬૦–૬૧ ઉપરની નોંધ –] ઇગ્લાંડ અને ફ્રાન્સની પરિપૂર્ણ એમના જમાનામા મોટામા મોટા અંતરાય ફ્રાન્સને મુકાબલે ઇંગ્લાંડ સાધનસંપન્ન છે, ફ્રેન્ચમેનની સાથે સરખાવતા ઇંગ્રેજની જરૂરિયાતો ઘણી વધારે છે અને આદતો ખરચાળ છે, એ છે બંને દેશની વસતીમાના ઉપલા થરોની વાત નથી કરતો બંને દેશની સામાન્ય જનતાની જ સરખામણીમા આ મોટો તફાવત સૌને તુર્ત આંખે વળગે એવડો છે ફ્રેન્ચ મજૂર કારીગર ખેડૂત કે સૈનિક જ્યા રૂ ૧–૦–૦મા ચલાવી લેવાને ટેવાયલો છે, ત્યા તે વર્ગના ઇંગ્રેજને તો રૂ ૩–૮–૦ પણ બહુ ઓછા પડે એ સ્થિતિ છે આવડત ઉદ્યમ કે વાત્ત્વે તોળી શકાય એવી કોઈ પણ

જાતની લાયકીમાં ઇંગ્રેજ ફ્રેન્ચમેનથી ચઢી જાય એવો છે જ નહિ; તો ફ્રેન્ચ બંધુ કરતાં ઇંગ્રેજ બંધુને આવક, નવરાશ, રમતગમત અને મોજશોખના થઈને આડા ત્રણ ગણા જેટલો દ્રવ્યપુંજ મળતો રહ્યો છે, તેમ ભાવિમાં પણ ચાલ્યા જ કરે — એ કયાનો ન્યાય? આ સ્થૂલ અસમાનતા–ઉપાધિએ વીંટાયલી સૂક્ષ્મ સમાનતાઓ ગમે તેટલી સાધવામાં આવે તે કયાં લગી ટકે વારુ? અને ઇંગ્રેજ બંધુને મુકાબલે ફ્રેન્ચ બંધુ બેસમમાંશ દ્રવ્ય જ પામે છે, તો નિર્ધનમાં નિર્ધન યુરોપી બંધુને મુકાબલે એશિયાવાસી કે આફ્રિકાવાસી બે-ચાલીસાંશ દ્રવ્ય પણ પામતો હોય ભાગ્યે — એ દુનિયામાં દ્રવ્યવહેંચણની હાલની સ્થિતિ છે. આ ઘોર વિષમતા સામે કાર્લ માર્ક્સના સમયથી ઉદય પામેલી નવી સામ્યભાવના, તે સોશિયલિઝમ, કમ્યુનિઝમ, સોવિયટિઝમ, એન્ટીઇમ્પીરિયલિઝમ, આદિ અનેક નામે પ્રવર્તી રહેલા, તથા "સ્થિતં પરિપાલયેત્" એ મોટા ન્યાયસૂત્ર સામે તેમ માલમાત્ર પણ ઝઘડી રહેલા વાદોમાંનો અવગણાય જ નહિ, ધ્યાનની સાથે વફાદાર સહાનુભૂતિ અને સક્રિય પ્રવૃત્તિ માગી જ લે, એવો ગર્ભ કે તાત્વિક સંભાર છે. લાખો ફ્રેન્ચમેનો અને ઇંગ્રેજો ઇ. ૧૯૧૪થી ૧૯૧૮ લગીના મહાયુદ્ધમાં ખભેખભા ભેટાડીને લડ્યા હતા, અને એ જીવલેણ સંકટ તરી ઉતર્યા હતા. આ વખતનું સંકટ તે કરતાંય ચઢી જાય એવું છે અને ઇંગ્રેજ ફ્રેન્ચમેન વચ્ચે બંધુભાવ વધારે ઉષ્માભર્યો થતો આવે છે. આઝાદી વિના સર્વં ખલ્વિદં કેવળ માયા છે, એ ભાવના જેમ ચીનજનતાસિંધુમાં બિંદુબિંદુએ વ્યાપી છે, તેમ જનતામાત્રમાં સમાનતા જ સત્ય વસ્તુ છે, ઇત્યાદિ બીજું બધું ય આળપંપાળ છે, એ ભાવનાનાં કિરણ ખરેખર જો ઇંગ્રેજ જનતા અને ફ્રેન્ચ જનતામાં વ્યાપવા લાગ્યાં હોય તો એ સમભાવ યુદ્ધની જરૂરિયાતોએ પેદા કરેલો તથાપિ ધર્મયુદ્ધો ય અને સાચી સમક્રાંતિના ચણતરનું પહેલું પગથિયું બનશે, એ આ સોનેટનું હાર્દ છે.

૧૬૩: ['પ્રસ્થાન,' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૨ ઉપરની નોંધ :-] ૨: રમા—લક્ષ્મી. ૩: ગ્માલોભે ગુલામો ખૂબ વધ્યા અને ગુલામીની પન્વાનગીનુ ક્ષેત્ર સર્વવ્યાપી કરવાની નીતિને એક પક્ષ વર્યો. ૪–૬: ગુલામી દશા વ્યક્તિના આત્માને ય હણે છે, એ લિંકનની હાકલથી એ ધૂણી ઊઠ્યો, અને આઝાદીના હક્ક તે એક ધાગ અને એ હક્ક સંગ્ક્ષવાની ફર્જ તે બીજી ધાર એ બેધારી તગ્વાગ્ના વસમા વાઢ સહીને પણ એણે આઝાદી સલામત ગખી. ૮: દરેક દિલમા પરાયા ઉપગ ભભુકતા પુગણા દ્વેષો. ૧૨: સ્થવિરો—વયોવૃદ્ધ રાજ્પુરુષો: ધિ મન્રો ડોક્ટ્રીન. ૧૪: યુરોપથી અલગ ગ્હેવા મથે છે પણ અંતઃકગણ તો ડંખ્યા કરે છે એટલે એ વ્યવહાગુ નિર્ણયના પાલનમા ખીજે પણ છે—જાત ઉપગ; આખી દુનિયા ઉપર પણ.

૧૬૪: ['પ્રસ્થાન,' ૧૯૯૬ વૈશાખ, પૃ. ૬૩ ઉપગની નોંધ :-] ૧° લોક—દુનિયા. ૫–૭° સ્વતંત્રતા, વિષયસુખમા સંયમ, અને આખી પૃથ્વી ઉપગ (પૃથ્વીનિવાસી જનતા સમસ્ત ઉપગ) બંધુભાવ, એ ત્રણ મહાસિદ્ધિઓ મેળવ્યે જ છુટકો, એવો સંસ્કાગ્વાગ્સો. ૭: ગ્સગ્ગે ભરેલા ૯° બળી—બળવાન. કરેવા—કગ્વા. ૧૩: માનવ્ય—પોતે પણ માનવી એ રૂપના. ૧૪: વજ્ર શા શસ્ત્રાસ્ત્રોએ થતી હત્યાઓ વડે લોહીલુહાણ આકાશ.

૧૬૫: [હસ્તલિખિત 'ભણકારોત્તગ'ના પૃ. ૫ગ ઉપગ (પાકી નકલ તેની પછવાડે છે) આ કૃતિ છે પાકી નકલને મથાળે 'સૉનેટ' એમ લખ્યુ છે. કાચી નકલ તળે નીચેનુ લખ્યુ છે: 'Like a mere island in the Ocean of the Dead, the Spirits of the illimitable Past. સ્વર્ગે સ્વર્ગ પણ. વડેગ: Elders. હેતુઓ હિતેચ્છુઓ પાશવવૃત્તિ: beastliness' પછી શાહીથી લખેલુ પણ પેન્સિલથી છેક્યુ એક વાક્ય છે: I will keep this અનુષ્ટુપ sonnet as the only motto of ગુરુજ' પછી

જાતની લાયકીમાં ઇંગ્રેજ ફ્રેન્ચમૅનથી ચઢી જાય એવો છે જ નહિ; તો ફ્રેન્ચ બંધુ કરતાં ઇંગ્રેજ બંધુને ખાયકી નવનાશ રમતગમત અને મોજશોખના થઈને આડા ત્રણ ગણા જેટલો દ્રવ્યપુંજ મળતો રહ્યો છે, તેમ ભાવિમાં પણ આવ્યા જ કરે — એ કયાંનો ન્યાય? આ સ્થૂલ અસમાનતા–ઉપાધિએ વીંટાયલી સૂક્ષ્મ સમાનતાઓ ગમે તેટલી સાધવામાં આવે તે કયાં લગી ટકે વારુ? અને ઇંગ્રેજ બંધુને મુકાબલે ફ્રેન્ચ બંધુ ઍસમ્માંશ દ્રવ્ય જ પામે છે, તો નિર્વનમાં નિર્ધન યુરોપી બંધુને મુકાબલે એશિયાવાસી કે આફ્રિકાવાસી બેન્ચાલીસાંશ દ્રવ્ય પણ પામતો હોય ભાગ્યે — એ દુનિયામાં દ્રવ્યવહેંચણની હાલની સ્થિતિ છે આ ઘોર વિષમતા સામે કાર્લ માર્ક્સના સમયથી ઉત્પત્તિ પામેલી નવી સામ્યભાવના, તે સોશિયલિઝમ, કમ્યુનિઝમ, સોવિયટિઝમ, એનાર્કીઝમ્‌પીન્યિલિઝમ, આદિ અનેક નામે પ્રવર્તી રહેલા, તથા “સ્થિતં પરિપાલયેત્” એ મોટા ન્યાયસૂત્ર સામે તેમ માહમાણ પણ ઝવડી નડેલા વાદોમાંનો અવગણાવ જ નહિ, ધ્યાનની સાથે વહાલાર સહાનુભૂતિ અને સક્રિય પ્રવૃત્તિ માગી જ લે, એવો ગર્ભ કે તાત્ત્વિક સંભાર છે લાખો ફ્રેન્ચમૅનો અને ઇંગ્રેજો ઇ ૧૯૧૪થી ૧૯૧૮ લગીના મહાયુદ્ધમાં ખભેખભો ભેટાડીને લડ્યા હતા, અને એ જીવલેણ સંકટ તરી ઉતર્યા હતા. આ વખતનું સંકટ તે કરતાંયે ચઢી જાય એવું છે અને ઇંગ્રેજ ફ્રેન્ચમૅન વચ્ચે બંધુભાવ વધારે ઉષ્માભર્યો થતો આવે છે આઝાદી વિના સર્વં ખલ્વિદં કેવલ માયા છે, એ ભાવના જેમ ચીનજનતાસિંધુમાં બિંદુબિંદુએ વ્યાપી છે, તેમ જનતામાત્રમાં સમાનતા જ સત્ય વસ્તુ છે, દ્રવ્યાદિ બીજું બધુંયે આળપંપાળ છે, એ ભાવનાના કિરણ ખરેખર જો ઇંગ્રેજ જનતા અને ફ્રેન્ચ જનતામાં વ્યાપવા લાગ્યા હોય તો એ સમભાવ યુદ્ધની જરૂરિયાતોએ પેદા કરેલો તથાપિ ધર્મયુદ્ધો થ અને સાચી સમુત્ક્રાંતિના ચણતરનું પહેલું પગથિયું બનશે, એ આ સૉનેટનું હાર્દ છે

બીજું, જેવા દીસેલું, વાક્ય છે 'Or this "અહિંસા" will be મંગલાચરણ like that of ગોપીહૃદય'

'ભણકાર–આવૃત્તિ બીજી'ની કર્તાની 'ફ્રેન્ચ પાના મુકી બાંધેલી બીજી નકલ'માં પૃ ૨૭૭ સામે 'આતતાયીની હિંસા વડે જ અહિંસા સિદ્ધિ' એ શીર્ષકવાળી ૧૯૪૫ની સૉનેટ છે નીચે નોંધ છે 'Corrected & added to 22-1 50 to put it for the 26-1 50' - ૨૬મીના સ્વાતંત્ર્યદિનના કોઈ ખાસ અંકની પૂર્તિમાં આ રૂપ છપાવવાનો ખ્યાલ લાગે છે કૃતિને મથાળે એક નોંધ છે "એ વિશ્વવિગ્રહ" એ નવા જ સંગ્રહમાં મુકવાની નવી ગણાયેલી કૃતિઓ— અહીંથી પાછળ પણ અનુક્રમ ને ગ્રંથ પ્રકાશન માટે તૈયાર કરવા નક્કી થયો અહીં તો માત્ર જાગતી નાખવા જેમ જડી તેમ ઉતારી લીધી' એ સાનેટ અહીં ઉતારી નથી, કારણ પછીથી "ભણકાર–'૫૧ની આવૃત્તિમાં પૃ ૪૩–૪૪ ઉપર '૧૮ હિંસા–અહિંસા' શીર્ષકથી ૫૦ પંક્તિની કૃતિ આપી છે તે ઉપરથી જોઈ શકાય છે કે કર્તાને કૃતિનું સાનેટરૂપ પર્યાપ્ત લાગ્યું નથી આ નવી ૧૪ પંક્તિઓમાંથી ૫ ૩ રદ કરવાથી મૂળ સાનેટ (જૂજ ફેરફાર બાદ કરતાં) મળશે.

આ 'અહિંસા' સૉનેટના અનુસંધાનમાં ઉપરની કૃતિ (સાને રૂપમાં) ધ્યાનમાં લેવા જેવી છે

અનુષ્ટુપ છંદ આઠ શ્રુતિનો છે પણ દ્વિપદી અનુષ્ટુપ લેખીને ૧૪ પંક્તિના સૉનેટની રચના કરી છે કર્તાએ પોતે એને સૉનેટ તરીકે ઓળખાવ્યું છે એટલે એ રીતે અહીં તેનો સમાવેશ કર્યો છે, છતાં એ ધ્યાનમાં રાખવાનું છે કે પોતે ૧૯૫૧ની ભણકાર–આવૃત્તિમાં એને સ્થાન આપ્યું નથી— એટલે કે એને એમની પાકી સંમતિ મળી નથી ।

મોટા અક્ષરે ' ચિંત્યમ્ ' લખ્યું છે. મથાળે ' ગુરુજીની પુષ્પિકાનો ૧લો વિભાગ અને બીજાનો આરંભ ' એમ નોંધી મોટા કૌંસમાં નીચેનું ઉમેર્યું છે : ' [ગુરુજી પૂરૂં થઈ પ્રકટ થાય ત્યારે તેને અંતે જ છપાય તે પહેલાં ક્યાંય નહીં. ] ' એ જ બાંધેલી નકલના ટાઈટલ પેઈજ સામે સૉનેટોની યાદી કરી છે તેમાં ' ગુરુજી પુષ્પિકા ' એટલે કે આ સૉનેટનો સમાવેશ કર્યો છે, એટલે કે કૃતિ છેક ' ચિંત્યમ્ ' કોટિની, એમને મન, રહી નથી. પંક્તિ ૮મીમાં ' સંસ્થાપું છું શિખર આ ! '-માંથી ' છું શિખર ' પેન્સિલથી છેકીને ' હૈમાંડ ' કર્યું છે. પં. ૯મીને અંતે ' આથમ્યા ' પેન્સિલથી સુધારીને ' -ળસ્યા ' કર્યું છે. પં. ૧૦ના અંતભાગને ' જૂની થકી ના ચસ્યા ' એમ પેન્સિલથી સુધાર્યો છે, પણ એમ કરતાં એ શબ્દો પછીની પંક્તિમા આવતા હોઈ તે પંક્તિ ફેરવવી જોઈએ એટલે એ આખી પંક્તિ પર પેન્સિલથી છેકો મૂક્યો છે પણ નવો પાઠ લખાયો નથી. આ ફેરફારથી ' આથમ્યા ' કરતાં વધુ સારુ ' આળસ્યા ' મળ્યું અને ' આળસ્યા–ચસ્યા ' પ્રાસ પણ યોગ્યતર મળ્યો. પં. ૧૨ ઉપર પણ છેકો મૂક્યો છે, પણ તેનુ પાઠાન્તર કૃતિ નીચે પેન્સિલથી નોંધ્યું છે : ' કૈં અનાડિ કુદ્યા અપથ કુપથે સત્કાર તો યે રળ્યા. '

૧–૨. પોતે પ્રવાહી પદ્યનો પ્રચાર કર્યો તે પછી સાઠ વરસે પોતાની આ મહત્ત્વાકાંક્ષી આખ્યાન કાવ્ય રચના ' ગુરુજી ' તૈયાર થઈ. ૫ દેહ અને આત્માની જેમ, દંપતીની જેમ. ૬ શબ્દાર્થાવિવ – કાલિદાસ, રઘુવંશ આરંભે. ૭ અખ્તર – અખતરા, પ્રયોગો. ૮ હૈમાંડ – સોનાનું ઈંડું. ૯ સર્ગ – સર્જન. ૧૦ કેડી ' બલિ 'મા – બલવંતરાયે પાડેલી કેડીમા. ૧૧–૧૨ કોઈ અનાડીઓય તે નવીન કેડી પાડવા માટે બેબાકળા બનીને કૂદ્યા – ઉત્પાત મચાવી રહ્યા, અને અખતરાઓનો વરસાદ વરસાવી રહ્યા. કાવ્યો ભાવને લીધે ઉદાત્ત અને રસભીના હોય તો પણ કવિને અમરતા અર્પે અને ન પણ અર્પે—કાંઈ ખાનરીથી

